# અનુક્રમણિકા

ૐ

# પ્રસ્તાવના

ગીતામાથી ચૂંટી કાઢેલા ૧૦૮ શ્લોકો પૈકીના પહેલા ૪૨ શ્લોકો આત્મનિષ્ઠ શ્રી રમણ મહર્ષિએ ચૂંટેલા અને ઉત્તમ રીતે સાંકળેલા છે.

વધારાના ૬૬ શ્લોકો સંસારી ભક્તે પોતાની સમજ અને આત્મ-સંતોષ માટે ચૂંટેલા છે આ ચૂંટણી પ્રત્યેક અધ્યાય પ્રમાણે છે અને ભક્તિ-માર્ગના પ્રવાસીને ગીતાના વિવિધ, મૌલિક સિદ્ધાતો સમજવામાં મદદરૂપ બનેલ છે.

પરમ આત્મનની પ્રાપ્તિના વિવિધ માર્ગો છે. જ્ઞાન, નિષ્કામ કર્મ, અનન્ય ભક્તિ અને યોગ એવા ચાર માર્ગો મુખ્ય માનવામાં આવે છે આ ચારના પેટા પ્રકારો જોતાં એમ દેખાય છે કે મુખ્ય આઠ વિષયો ગીતામાં. સમજાવવામા આવેલા છે (૧) સાખ્ય અથવા નિર્ગુણ ઉપાસના, (૨) નિષ્કામ કર્મ, (૩) વિશ્વરૂપ દર્શન, (૪) અનન્ય ભક્તિ અથવા સગુણ ઉપાસના સગુણ ઉપાસનાના પેટામા ધ્યાન, અભ્યાસ અને ફલાશાના સમર્પણનો ઉલ્લેખ છે. (૫) પ્રકૃતિ પુરુષ વિવેક, (૬) ક્ષર અક્ષર પરના પુરુષોત્તમનુ સ્વરૂપ, (૭) દૈવાસુર સંપદોના વિભાગો અને (૮) મોક્ષ અથવા તો વાસુદેવના અવિનાશી ધામમા વાસુદેવ સાથે તાદાત્મ્ય ભાવ નિવાસ.

વાસુદેવ વિશ્વરૂપ બનેલ છે. જેમાથી બધુ આવેલ છે, જેમાં બધાનો વાસ છે અને જે પ્રતિ બધુ પાછુ ફરે છે.

પૂર્ણ સમર્પણ અને કલ્યાણસ્વરૂપ વાસુદેવની ઇચ્છાનુ અનુસરણ, સમજ અને શ્રદ્ધાપૂર્વક કરવાથી અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવામાં મદદરૂપ બનેલું છે.

પણ ભક્તિમા વાસુદેવ પ્રતિના પ્રેમની અને વાસુદેવ જે કાંઈ કરીકરાવી રહ્યા છે તેમા સૌનુ અંતિમ કલ્યાણ છે એવી દૃઢ શ્રદ્ધાની જરૂર છે

ભક્તિમાર્ગીય કુટુંબમાં જન્મેલ શીખાઉ નિશાળિયાને, જગતના ભોગો પ્રાપ્ત કરવાના પ્રયત્નોમાં, સફળતા કરતાં નિષ્ફળતા વધારે આવી પડે છે. એવો અનુભવ થવાથી આંતરિક ઉદ્વેગ રહેતો. આ ઉદ્વેગ ઘટાડવા તેણે ગીતા-વાંચન શરૂ કરેલું. પુનઃ પુનઃ વાંચન અને વિચારણાથી તેને લાગવા માંડ્યુ કે શ્રદ્ધાપૂર્વક કરેલો ગીતાનો અભ્યાસ—આ જન્મે નહીં તો બીજા કોઈ જન્મે—ભગવાનનું સાન્નિધ્ય અપાવશે એવી શ્રદ્ધા વધવા લાગી એટલે વાંચીને સ્વહસ્તે ટૂંકસાર લખવાનો પ્રયત્ન આદર્યો તેથી ગીતાનાં રહસ્યો કાંઈક સમજાવા માંડ્યાં. ઉદ્વેગ ઓછો થયો અને ગીતાના અભ્યાસથી દુઃખોનું વિસ્મરણ અને આનંદની વૃદ્ધિ અમુક અંશે થાય છે એમ લાગવા માંડયું.

✓ મનુષ્યમાત્ર દુઃખની પૂર્ણ નિવૃત્તિ અને પરમાનંદની ચિરકાળ પ્રાપ્તિ ઇચ્છે છે. મનુષ્ય સુખ માટે કર્મો કરે છે; ઇચ્છેલાં સુખો મળતાં નથી એટલે તે મેળવવા પરમ-તત્ત્વ તરફ વળે છે. આ પરમ-તત્ત્વને બ્રહ્મ, પરમાત્મા, વાસુદેવ ઇત્યાદિ. નામોથી ઓળખાવવામાં આવેલ છે. ગીતાનાં ધ્યાનપૂર્ણ વાંચન અને વિચારણાથી બ્રહ્મ, જીવ, જગત્, માયા આદિ શબ્દો પાછળ રહેલ ભાવ અને અર્થ કાંઇક અંશે સમજાવા માંડયો. જ્ઞાન, ભક્તિ, યોગ, નિષ્કામ સેવા વિગેરેનાં ગીતામાં સમજાવવામાં આવેલાં ગહન રહસ્યોની સમજ આવવાની શરૂઆત થઈ.

ક્રિયામાત્રનું કારક ચિત્ત છે. પરમ-આત્મન્ વાસુદેવ સિવાય ચિત્ત અન્યનો વિચાર, આલંબન કે ઇચ્છા ન કરે. ભગવાન વાસુદેવમાં જ દૃઢ શ્રદ્ધા સાથે યુક્ત અને સ્થિર રહી શકે એ માટે ચિત્તના નિગ્રહની જરૂર છે. ચિત્તને ભોગો તરફ જતું અટકાવી પરમાત્મા તરફ વાળવું અને મન, વાણી અને શરીરથી જે જે કર્મો કરાય તેના ફળની ઇચ્છાનો ત્યાગ કરવો, વિવેકવૈરાગ્ય કેળવવાં અને દૃઢતાથી ચિત્તને પરમાત્મામાં જોડવાનો અભ્યાસ કરવો, એવી સંતો અને અન્ય ભક્તોએ ખાસ જરૂરિયાત જણાવી છે.

ચિત્તને જગત તરફથી ખેંચી પરમાત્મા તરફ વાળવાના અભ્યાસથી ચિત્તને જ્ઞાન થાય છે અને જગતનું મિથ્યાપણું અને નાશવંતપણું સમજાય છે, અને પરમાત્માની પ્રાપ્તિની ધગશ જાગે છે. ધ્યાનને કેન્દ્રિત કરવાથી

આ ધગશ વધે છે; અને ચિત્તનો પ્રવાહ જગત્ તરફ વહેતો અટકે એ માટે, મજબૂત બંધ બાંધવાથી તે પ્રવાહ જગત્ તરફ વહેતો બંધ થાય અને પરમાત્મા પ્રતિ નિત્ય વહેતો રહે છે, એવાં જેને સત્ દર્શન થયું છે એવા અનુભવીઓનાં દૃષ્ટાંતો મળે છે.

બધી પ્રવૃત્તિઓનું મૂળ ચિત્ત છે. ઊંડાં મૂળો નાખીને સૂક્ષ્મ ઇચ્છાઓએ ચિત્તમાં ઘર ઘાલ્યુ છે. જ્યાં સુધી તેનો નાશ થાય નહિ ત્યાં સુધી જીવ માયાના બંધનમાંથી છૂટી શકતો નથી. માયાનો પડદો તદ્દન ફાટી જાય ત્યારે અભેદરૂપ સર્વવ્યાપક વાસુદેવ જગતરૂપ થયો છે, તાંતણામાં મણકાઓ માફક વસ્તુમાત્રમાં પરોવાયેલો છે; સચરાચરમાં ભરેલો છે; પ્રાણિમાત્રની ભીતર અને બહાર છે એવો અપરોક્ષ અનુભવ થાય છે એવો અનુભવીઓનો અનુભવ છે.

મૌલિક અક્રિય આત્મતત્ત્વના અધ્યક્ષપણા વડે પરમ-તત્ત્વ સગુણ બનેલ છે. આત્મદર્શીઓને વિવિધતામાં મૌલિક એકતાનો અપરોક્ષ અનુભવ થયા હોવાનાં દૃષ્ટાંતો મળી આવે છે. પરમ-તત્ત્વ સર્વાધાર અને સર્વશક્ત છે. શક્તિની ગતિ (વ્યાપાર) અચળ તદ્દવસ્તુના અધ્યક્ષપણા વડે થાય છે. શક્તિ અને શક્ત અથવા તદ્દવસ્તુ જુદાં નથી. શક્તિની ગતિ (વ્યાપાર) વિના સર્વ શક્ત સર્વાધાર અચલ તદ્દવસ્તુનો અનુભવ ઉપલબ્ધ થતો નથી.

પરમ-તત્ત્વ સર્વવ્યાપક છે. સજ્જન-દુર્જન, ચર-અચર બધાંમાં વ્યાપી રહેલું છે, કલ્યાણસ્વરૂપ છે. કલ્યાણમાંથી કદી પણ અકલ્યાણ ઉદ્દભવતું નથી. આ કલ્યાણસ્વરૂપ તત્ત્વ સહુના કલ્યાણ માટે વિશ્વનો બોજો વહે છે. તેનાં પ્રેમ અને શક્તિ વડે સમય પાકતાં બીજ ફળરૂપ થાય છે. વૃક્ષો તેને કાપો તો પણ ફળફૂલો, છાંયો આપે છે. આત્મતત્ત્વના અધ્યક્ષપણા વડે પ્રકૃતિ આયોજન, નિયોજન, ઉત્પત્તિ, સંહાર આદિ સઘળું કરે છે. પ્રકૃતિનાં આવાં કાર્યોની ગતિ અકળ છે. સામાન્ય મનુષ્યને તુરત સહેલાઈથી સમજ પડતી નથી. સમજવાની પંચાત આધ્યાત્મિક ઉત્કર્ષમાં સહાયક હોય એમ પણ નથી. પરમ-આત્મન અવિનાશી, સર્વવ્યાપક દ્રષ્ટા છે; એ સિદ્ધાંતના સ્વીકારથી પરમ-

આત્મનના પ્રેમસ્વરૂપપણામાં કે કલ્યાણસ્વરૂપપણામાં કાંઈ બાધ આવતો નથી. બધાં ભૂતો-પ્રાણીઓ સર્વવ્યાપી પરમ-આત્મનનાં સ્વરૂપો છે. જે ભૂતો-પ્રાણીઓ વચ્ચે પ્રેમ અને કલ્યાણસ્વરૂપ પરમ-આત્મન્ મનુષ્યને મૂક્યો છે તે બધાંને પરમ-આત્મનનાં સ્વરૂપો જાણી આધ્યાત્મિક ઉત્કર્ષ ઇચ્છનારે સહુની સેવા કરવી. આવી સેવાને શ્રેષ્ઠ પ્રકારની અન્-અન્ય અથવા પરા ભક્તિ કહેલી છે.

મનુષ્યને જે કાંઈ મળી આવે છે તે અદ્વિતીય ઈશ્વરના અનુગ્રહથી મળી આવે છે. ઈશ્વર ભૂતમાત્રનો સ્રષ્ટા-ભર્તા અને સ્વામી છે, વિશ્વના અણુએ અણુમાં વ્યાપી રહ્યો છે.

આ જગતમાં જે કાંઈ છે તે ઈશ્વરથી વ્યાપ્ત છે, તેથી સર્વનો ત્યાગ કરી ઈશ્વરનું છે તે ઈશ્વરને સમર્પણ કરવું. મનુષ્યને પોતાના ભાગે જે કાંઈ આવે તેટલું જ ભોગવવું. બીજાના ધનનો લોભ ન કરવો. મનુષ્યને જે કાંઈ મળે છે તે અનુગ્રહસ્વરૂપ પરમ-આત્મન્ અનુગ્રહ કરીને આપેલી બક્ષિસરૂપ છે અને આ બક્ષિસ પાછી પરમ-આત્મન્‌ને સમર્પણ કરી દેવાની છે.

ભોગવવું એ શબ્દનો એવો અર્થ કરાયો છે કે મનુષ્ય સુખેથી ઘણું કમાય પણ તે જે ધન કમાય તે પોતાનું નથી પણ જગત્‌માત્રનું છે માટે અનિવાર્ય પૂરતો જ ભોગ કરે. બીજા બધાનો ઉપયોગ સમાજ અર્થે કરે. આવું સમર્પણ ન કરે અને જરૂર કરતાં વધારે વસ્તુઓનો ઉપભોગ કરે તે મનુષ્ય સમાજનો ચોર છે.

ઈશ્વર સર્વવ્યાપી છે એટલે તમારી માલિકીનું કશુંજ નથી. તમારો દેહ પણ તમારો નથી, પરંતુ સર્વમાં વ્યાપ્ત પરમ આત્મનની સેવા અર્થે છે. સર્વભાવે સર્વેશ્વરને શરણુ જવાની અને યોગક્ષેમવહન ઈશ્વર કરશે એવી આસ્થા રાખવાની વિચારસરણી ઈશોપનિષદમાં પ્રતીત થાય છે.

જે મૂળમાં ચોરેલું નથી તે પણ અનાવશ્યક એકઠું કરવાથી ચોરીના માલ જેવું થઈ જાય છે. સહુ પોતાની આવશ્યકતા પૂરતું જ રાખે તો કોઈને તંગી ન આવે અને ઘણા માણસોને અર્ધા ભૂખ્યા, અર્ધા નગ્ન રહેવાનો વખત પણ ન આવે.

અભ્યાસથી મનુષ્ય પોતાની હાજતો ઘટાડી શકે છે. કેવળ સત્યની, આત્માની દૃષ્ટિએ વિચારતાં શરીર પણ પરિગ્રહ છે. ભોગેચ્છાથી આપણે શરીરનું આવરણ ઊભું કર્યું છે. ભોગેચ્છાઓ અત્યંત ક્ષીણ થાય તો શરીરની હાજત મટે; એટલે મનુષ્યને નવું શરીર ધારણ કરવાપણું ન રહે.

જેમ વસ્તુઓનો તેમ વિચારનો પણ અપરિગ્રહ હોવો જોઈએ. જે મનુષ્ય પોતાના મગજમાં નિરર્થક જ્ઞાન ભરી મૂકે છે, તે પરિગ્રહી છે. જે વિચાર આપણને ઈશ્વરથી વિમુખ રાખે અથવા ઈશ્વર પ્રતિ દોરી ન જતાં જગત્ પ્રતિ દોરે તે બધા ત્યાજ્ય છે.

યજ્ઞ એટલે આ લોકમાં કે પરલોકમાં કંઈ પણ બદલો લીધા કે ઇચ્છ્યા સિવાય પરાર્થે કરેલું કાંઈ પણ કર્મ. કર્મ કાયિક, માનસિક અને વાચિક ત્રણ પ્રકારનાં હોય છે.

આવા યજ્ઞ વિના આ જગત એક ક્ષણ પણ ન ટકી શકે. ગીતાકારે આ જ્ઞાનની કાંઈક ઝાંખી બીજા અધ્યાયમાં કરાવ્યા પછી ત્રીજા અધ્યાયમાં કહ્યું છે કે આપણે જન્મથી જ યજ્ઞ સાથે લાવ્યા છીએ. આ દેહ આપણને પરમાર્થ માટે મળ્યો છે અને તેથી યજ્ઞ કર્યા વિના જે જમે છે તે ચોરીનું જમે છે.

બ્રહ્માએ આ જગત પેદા કર્યું તેની સાથે યજ્ઞ પણ પેદા કર્યો અને કહ્યું: પૃથ્વીમાં જાઓ, એકબીજાની સેવા કરો અને વૃદ્ધિ પામો. જીવમાત્રને દેવતા-રૂપ જાણો, અને સહુની સેવા કરી તમે તેને પ્રસન્ન રાખો અને તેઓ તમને પ્રસન્ન રાખશે—અર્થાત્ લોકો અને દેવોની સેવા કર્યા વિના અર્થાત્ તેમનો ભાગ તેમને આપ્યા વિના જે ખાય છે તે ચોર છે.

ઇન્દ્રિયો, મન, રાગદ્વેષ વિગેરે ધાડપાડુઓ છે. કર્મને ગોતતાં ન ફરવું. આજે આ, કાલે બીજું, પરમ દિવસે ત્રીજું એમ ફાંફાં ન મારવાં. આમ કરવાથી જે કરાવે છે તે ઈશ્વર જ કરાવે છે એમ ભાવના ઉત્પન્ન થશે અને અહંભાવ ચાલ્યો જશે. આનું નામ સ્વધર્મ. સ્વધર્મપાલન સહાયક છે પછી ભલે તે ઊતરતો હોય. પરધર્મ શ્રેષ્ઠ હોય તો પણ તેનું પાલન ભયાનક છે.

ગીતાનો ત્રીજો અધ્યાય ગીતા સમજવાની ચાવીરૂપ માનવામાં આવ્યો છે. આ અધ્યાયનાં અમુક વાક્યોનો સાર એ છે કે જીવન યજ્ઞઅર્થે—સેવાઅર્થે

છે, ભોગઅર્થે નથી. હવે સવાલ એ ઊભો થાય છે કે યજ્ઞઅર્થેની સારી સેવા કોને કહેવી? આ પ્રશ્નનો સંતોષકારક ઉત્તર ઇન્દ્રિયોના દમન વિના મળતો નથી. માટે ઇન્દ્રિયો, મન, ચિત્ત આદિના દમનની, નિગ્રહની જરૂરિયાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે કેમકે અનુભવીઓનાં સ્વાનુભવનાં દૃષ્ટાંતો અનુસાર ઉપરોક્ત દમન કરવાથી પરમાત્માની તદ્દન નજીક પહોંચાય છે.

ઉપાસના બે પ્રકારની છે: સગુણ અને નિર્ગુણ. સગુણ ઉપાસનામાં સ્વરૂપ સાથે અભેદ સાધવાનો છે. સગુણ ઉપાસક માને છે કે પોતે જીવાત્મા છે; વાસુદેવ ભગવાન જગદાત્મા છે. સગુણ ઉપાસક ભગવાનને દીનબંધુ, ભકતવત્સલ, કરુણાસાગર અને જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર માને છે. પરમાત્માને પોતાથી પૃથક્ માની પોતાની જાતને પરમાત્મામાં શ્રદ્ધાપૂર્વક ભેળવી દઈ સગુણ ઉપાસના દ્વારા પરમાત્મરૂપ થવાના માર્ગ પ્રતિ ગમન કરે છે.

સગુણના ઉપાસકને બે બળનો લાભ મળે છે. અન્-અન્ય ભકિત વડે પ્રાપ્ત કરેલું પોતાનું બળ અને પાંગળા થઈ બધો બોજો ભગવાન ઉપર નાખી દઈ તારવાનો ભાર પરમાત્મા ઉપર નાખી દેવો એ બીજું બળ. ભગવાન અનન્ય ભકતને તારે છે, માટે પરમાત્માનું શરણુ લેવું અને ચિત્તને અન્ય કશા તરફ જવા ન દેવું.

જ્યાં સુધી જીવ માયાથી અતિ થાકે નહિ ત્યાં સુધી ઈશ્વરનું શરણુ લઈ શકતો નથી. માયાનો પડદો પાતળો થાય અને છેવટે પૂરેપૂરો ખસી જાય ત્યારે આ બધુ વાસુદેવ જ છે એવો અપરોક્ષ અનુભવ થાય છે એવો સંતભકતોનો અનુભવ છે.

પરમાત્માની શકિતથી જગત થાય છે તેનું નામ માયા, જેનાથી સાચું મૂળસ્વરૂપ ઢંકાઈ જાય છે તે માયા, જેનાથી અસલને બદલે બીજું કાંઈ ભાસે તે પણ માયા.

જે મનુષ્ય પરમાત્માનો આશ્રય લે છે તે હાર્દિક અને દૃઢ શ્રદ્ધાથી માયાની ભીતરમાં રહેલા પરમાત્માને જાણી શકે છે. માયાથી મોહિત અને આવૃત્ત હોય તે પરમ-આત્મનને જાણી શકે નહિ.

ચિત્તમા ઊંડા મૂળો નાખીને ઘર કરી બેઠેલી સૂક્ષ્મ ઇચ્છાઓનો નાશ ન થાય ત્યા સુધી વાસુદેવનો અપરોક્ષ અનુભવ થતો નથી. વાસુદેવ પ્રિત્યર્થે કર્મો કરવાથી અને પોતાનો વાસુદેવ સાથે અભેદ છે એવી ભાવના—શ્રદ્ધા દઢ કરવાથી જીવ વાસુદેવરૂપ બને છે.

ચિત્તને હૃદયસ્થ અંતર્યામી ભણી વાળવાનો અભ્યાસ કરવાનો છે અને તેલધારાવત્ ધ્યાન કરવાનુ છે આમ કરવાથી જગત તરફ વહેતુ ચિત્ત પરમ આત્મન્ પ્રતિ વહેવા માડશે.

બ્રહ્માડમા બે પદાર્થો છે એક પરમ સુખરૂપ અવિનાશી વાસુદેવ અને બીજો દુ ખરૂપ વિનાશી સંસાર, ચિત્તને સ સારમાથી પાછુ વાળી અભ્યાસ વડે પરમાત્માના ધ્યાનમા જોડવાનુ છે. આ સ્થિતિ દઢ થાય ત્યારે તેમા દુ ખનો અભાવ અને સુખસ્વરૂપ પરમાત્મનનો અપરોક્ષ અનુભવ થાય છે એવો સ તો અને ભક્તોનો અનુભવ છે.

વાસ્તવિક રીતે કર્મ કરનાર ચિત્ત છે. શરીર અને ઇદ્રિયો પાસે ચિત્ત કર્મ કરાવે છે. બ ધ અને મોક્ષ પણ ચિત્તને છે જીવ એક શરીર છોડી બીજા શરીરમા જાય છે તેનુ કારણ પણ ચિત્ત છે જગતના ભોગમા આસક્ત થઈ ભોગઅર્થે ચિત્ત દેહ ધરે છે અને છોડે છે ભોગેચ્છા અને અહંતાના પૂર્ણ નાશને મુક્તિ કહેવામાં આવે છે

ચિત્તની બધી અશાતિનુ મૂળ સુખ મેળવવાની ઇચ્છામા કેન્દ્રિત થયેલ છે. ઘણા જન્મના સંસ્કારોથી અવળી મતિ જડ ઘાલી ગઈ છે સુખ પ્રાણિ પદાર્થોમાથી મળતુ નથી સુખનુ કેન્દ્ર કાલાતીત, દેશાતીત, કારણાતીત અને કારણસ્ય કારણમ્ આત્મામા છે. એ કેન્દ્રમા પહોચવા માટે સતત પ્રયત્નો કરી ચિત્તને શુદ્ધ અને શાન્ત કરવાનુ છે

દૈવી સ પદના લક્ષણો બારીકીથી હમેશા જોતા રહેવું અને પોતાના ચરિત્રમા ઉતારવા પ્રયત્નશીલ રહેવુ આ લક્ષણો સોળમા અધ્યાયના ૧ ૨ ૩ આ ત્રણ શ્લોકોમા જણાવ્યા છે

દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોર વચન અને અજ્ઞાન આસુરી સ પદવાળા લોકોમા પ્રબળ હોય છે. આસુરી લોકો જગતનો નિયંતા ઈશ્વર

છે એમ માનતા નથી. કામના અને ભોગના અર્થે અન્યાયના માર્ગે ધનસંચય ચાહે છે. આજે મેં આ મેળવ્યું; આ ધન મારું છે; તેમાં હંમેશ વધારો કરતો રહીશ. આજે આ શત્રુઓને હણ્યા; બીજા શત્રુઓને હવે હણીશ; હું બળવાન છું; ભોગ ભોગવનાર છું; કુળવાન છું; મારાથી મોટું કોઈ નથી; આવા પ્રકારના અનેક મનોરથો આસુરી સંપદ્‌ના લોકો નિરંતર કરે છે. કામ, ક્રોધ અને લોભ આત્માનો નાશ કરનારાં નરકનાં દ્વાર છે. એ ત્રણેનો ત્યાગ કરવાનો ભગવાને ૧૬ અધ્યાયના ૨૧મા શ્લોકમાં આદેશ કર્યો છે. સોળમા અધ્યાયના બીજા શ્લોકમાં 'અહિંસા'ને દૈવી સંપદ્‌નો એક ગુણ માનેલ છે એટલે અહિંસા અને હિંસાનો ભેદ સમજવો જોઈએ. અહિંસા દૈવી સંપદ્‌વાળા વીરનું લક્ષણ ગણ્યું છે છતાં કૃષ્ણ અર્જુનને યુદ્ધ કરી યુદ્ધમાં થતી હિંસા કરવાનો ઉપદેશ કરે છે કૃષ્ણના નિશ્ચયાત્મક મત અનુસાર ધર્મયુદ્ધ—સિદ્ધાંતના રક્ષણ માટે લડવું તેમાં—ધર્મ છે. આવું ધર્માચરણ કરે તેથી અહિંસાધર્મનો નાશ થતો નથી.

દૈવી સંપદ્‌ના ગુણોમાં સત્યનો પણ સમાવેશ કરેલ છે. ગમે તે પરિણામ આવતું હોય તો પણ, સત્યવાદીથી દુનિયાનો નાશ થતો હોય તો પણ અસત્ય બોલાય નહીં. અહિં એક અપવાદ ધ્યાનમાં રાખવાનો છે. બીજાએ આપણને કહેલી તેની વ્યક્તિગત વાત તેની પરવાનગી વિના આપણાથી કોઈને કહેવાય નહીં આવા સમયે મૌન સેવવું એ જ ધર્મ છે.

મનુષ્યો બે પ્રકારના છે: સ્વભાવવશ અને હિતવશ હિત સમજનારે સંયમી રહેવું જોઈએ. તેથી વિવેક, વૈરાગ્ય અને છેવટે જ્ઞાનયુક્ત અનન્ય-ભક્તિના માર્ગે પ્રગતિ થાય છે. સ્વભાવવશ મનુષ્યને ઇન્દ્રિયોના ભોગો ગમે છે, આવા ભોગો પાછળ જવાથી છેવટે તેવા મનુષ્યો પશુત્વ પામે છે; માટે ઇન્દ્રિયો અને મનને ભોગમાંથી ખેંચી પરમાત્મામાં જોડવું.

સોળમા અધ્યાયના પહેલા શ્લોકમાં સત્ત્વસંશુદ્ધિ એટલે કે અંતઃકરણની શુદ્ધિ ઉપર ભાર મૂક્યો છે. ફ્લેચ્છારહિત શુભકર્મ કરવાં અને શ્રદ્ધાપૂર્વક પરમાત્માની આરાધના કરવી, વાસના તજવી, વાસના ત્યજ્યા વિના ધન, કુટુમ્બ આદિના બાહ્યત્યાગથી કલ્યાણ થતું નથી. આ લોકમાં ઉપયોગી કર્મ

કે પરલોકમાં ઉપયોગી કર્મ, એ બંને કર્મ ભોગકર્મ છે. બીજું કર્મ મોક્ષદાતા કર્મ છે. શુભ અને અશુભ એવાં બે પ્રકારનાં કર્મ છે. શુભકર્મ-પુણ્યકર્મ કર્યા સિવાય ભોગ મળતા નથી. પુણ્યનું ફળ સુખ અને પાપનું ફળ દુઃખ છે. પુણ્યકર્મનું ફળ ઇચ્છે તો માત્ર ભોગ જ મળે—જો ફળ ન ઇચ્છે તો મોક્ષ મળે; માટે ફલાશારહિત પુણ્યકર્મો કરવાં. કર્મો ત્યજ્યાં ત્યજાતાં નથી. કર્મ તજવાથી શરીરનિર્વાહ પણ થતો નથી. માટે ભોગ-સુખની આશાએ નહિ પણ કર્તવ્યરૂપે કર્મો કરવાં અને તેનું ફળ પરમાત્માને અર્પણ કરવાથી કોટી બ્રહ્માંડોને ધારણ કરનાર અને કોટી બ્રહ્માંડો જેનું એક રોમ છે અને જે વિશ્વથી વેગળો નથી પણ ઓતપ્રોત થઈ રહેલ છે તે કલ્યાણસ્વરૂપ સર્વવ્યાપક વાસુદેવ પ્રસન્ન થાય છે. અને પોતાના સત્ સ્વરૂપનું દર્શન આપી જીવને પોતામય બનાવી દે છે. 'વાસુદેવઃ સર્વમ્ ઇતિ' પરમ-આત્મન્ છે, એ વિચારધારા શ્રદ્ધાપૂર્વક લાંબો કાળ ચાલુ રહે તો જીવ વાસુદેવમય થાય છે.

વેદો, ઉપનિષદો અને આત્મદર્શીઓનો અનુભવ કહે છે કે કનકકુંડળ વિશે ભેદ નથી. ઘાટો ઘડયા પછી જુદાં જુદાં નામો અપાયાં છે, પણ મૂળમાં તો તદ્વસ્તુ એકલું હેમ જ છે.

કર્મની પ્રેરણામાં ત્રણ વસ્તુ છેઃ જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા. અને તેના અંગ ત્રણ છેઃ ઇન્દ્રિયો, ક્રિયા અને કર્તા. કરવાનું શું તે જ્ઞેય, તેની રીત તે જ્ઞાન એને જાણનાર તે પરિજ્ઞાતા. કર્મમાં ઇન્દ્રિયો કરણ હોય છે, કરવાનું તે ક્રિયા અને તેનો કરનારો તે કર્તા. આમ વિચારમાંથી આચાર થાય છે, જેથી પ્રાણિમાત્રમાં એક જ ભાવ જોવાને પ્રયત્નશીલ રહેવું જોઈએ. એટલે કે બધું જુદું જુદું લાગવા છતાં ઊંડે ઊતરીએ તો એક જ તદ્વસ્તુનો અનુભવ થાય.

કર્મમાત્રમાં થોડા દોષ તો રહ્યો છે એમ ભલે કહેવાય. તો પણ યજ્ઞાર્થે એટલે કે પરોપકારાર્થે કરવાનાં કર્મોનો ત્યાગ ન હોય. યજ્ઞમાં દાન અને તપ આવી જાય છે. પણ પરમાર્થને વિશે પણ આસક્તિ, મોહ ન હોવો જોઈએ. જો આસક્તિ કે મોહ રાખવામાં આવે તો પરમાર્થના નામે ખોટું થઈ જવાનો સંભવ છે.

અન્-અન્ય ભક્ત ઈશ્વરમાં લીન થઈ અમૃતપદ પામે છે તેથી ભગવાન અઢારમા અધ્યાયના અંત ભાગમાં કહે છે: બધું મને અર્પણ કર, મારામાં પરાયણ થા, અને વિવેકબુદ્ધિનો આશ્રય લઈ મારામાં ચિત્ત પરોવી દે; એમ કરીશ તો બધી વિટંબણાઓ વહી જશે, પણ જો હું-પદ રાખી મેં પ્રતિજ્ઞાપૂર્વક તને કરેલો આદેશ સાંભળશે નહીં તો તારો અવશ્ય વિનાશ થશે. સો વાતની એક વાત તો એ છે કે, બધી ભાંજગડનો ત્યાગ કરી મારું જ શરણુ લે, એટલે તુ પાપમુક્ત થઈશ.

પરમ પદની પ્રાપ્તિરૂપ અંતિમ ધ્યેય માટે સાધક ભક્તે ચિત્તવૃત્તિ ઉપર કાબૂ મેળવી મુખ્યત્વે ચાર વસ્તુઓ ચિત્ત પાસે કરાવવાની છે:

(૧) વારંવાર વિચાર, અભ્યાસ, ધ્યાન આદિ કરીને મોક્ષરૂપ ધ્યેય ભણી ચિત્તને વાળવું.

(૨) પરમ પદ મેળવ્યા સિવાય અન્ય કશામાં ચિત્તનું રોકાણ થવા દેવું નહીં.

(૩) બધી ક્રિયાઓ પરમ પદ અર્થેજ કરવી અને પરમ પુરુષને બધું સમર્પણ કરવું.

(૪) સહુ તરફ નિસ્વાર્થ પ્રીતિ અને સમભાવ રાખવાં.

અન્-અન્ય ભકિત અને જ્ઞાન એક જ છે. કેટલાકના મતે જ્ઞાન વિના ભકિત થઈ શકતી નથી. વસ્તુતઃ ભકિત અને જ્ઞાનમાં વિરોધ નથી. ભકિતમાં જ્ઞાન સહાયક છે અને જ્ઞાનમાં ભકિત સહાયક છે– એકમેકનાં પૂરક છે. કેટલાક સંતભકતોએ ભકિતને જ્ઞાનમાતા કહેલ છે

ઘણા જ્ઞાની ભકતોએ જ્ઞાન, કર્મ અને યોગ કરતાં ભકિતનું પાલન કષ્ટ-રહિત, જોખમરહિત, સરલ અને ફળ આપવામાં ઉત્તમ માનેલ છે. ભકિત-માર્ગમાં ભગવાનનાં વચનો ઉપર અચળ શ્રદ્ધા અને ભગવાનમાં પ્રીતિની જરૂરિયાત છે. તે ઉપરાંત ધન, કુટુંબ, કીર્તિ આદિ બધી વસ્તુઓનું પૂર્ણ

સમર્પણ અને દરેક પ્રકારના વર્ણાશ્રમાદિ ધર્મોનો પરિત્યાગ આવશ્યક છે. ગીતાના બારમા અને અઢારમા અધ્યાયના ૫૦ પછીના લગભગ બધા શ્લોક ભક્તિમાર્ગની સરળતા અને ઉત્તમતા સમજાવી એ માર્ગ અખત્યાર કરવાની ભાર દઈને ભલામણ કરે છે.

આ શ્લોકોમાં ભગવાને નિશ્ચયપૂર્વક ઉપદેશ અને આદેશ આપ્યો છે કે :

(૧) ભક્તે સર્વ ભાવથી, હૃદયની સર્વ વૃત્તિઓથી, મન, વચન અને કર્મથી ઈશ્વરને શરણે જવું.

(૨) ધન, કુટુંબ, કીર્તિ આદિ બધી વસ્તુઓ પૂર્ણપણે ભગવાનને સમર્પણ કરવાં.

(૩) કર્તૃત્વ અને ભોક્તૃત્વનું અભિમાન છોડવું.

(૪) અનન્ય ભક્તિ કરી, ભગવાનમય થઈ અને તેનાં વચનોમાં શ્રદ્ધા રાખી સર્વ ધર્મોનો પરિત્યાગ કરી સર્વધર્મરૂપ ભગવાનને શરણે સંદેહરહિત થઈને જવું.

(૫) ધર્મ ત્રણ પ્રકારના છે: વર્ણના, આશ્રમના અને સામાન્ય. વર્ણાશ્રમ આદિના સર્વ ધર્મો ત્યાગી સર્વધર્મના ફલદાતારૂપ અભેદસ્વરૂપ વાસુદેવને શરણે જઈ તેનામય થવું.

(૬) વાસુદેવના અધ્યક્ષપણા વડે પ્રકૃતિ સઘળું કાર્ય કરે છે અને વાસુદેવના સાન્નિધ્ય વિના પ્રકૃતિ, દેવો કે મનુષ્યો કોઈપણ કાર્ય સ્વતંત્ર રીતે એટલે કે પોતાના બળે કે ઇચ્છા પ્રમાણે કરી શકતાં નથી.

(૭) વાસુદેવ પ્રેમ અને કલ્યાણસ્વરૂપ છે. સહુ સાથે તેનો અભેદ છે— વિશ્વનો બોજો એક પળના પણ વિરામ વિના વહે છે. મોક્ષરૂપી અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવા અભેદભાવે વાસુદેવની અનન્ય ભક્તિ કરવી.

ચિત્તવૃત્તિના નિગ્રહ વિના સર્વવ્યાપક સર્વાધાર વાસુદેવનું અભેદ દર્શન થઈ શકતું નથી. સગુણ ઉપાસકે, ભક્તિમાર્ગે જનારે સગુણ ઉપાસનાનું-

પાયારૂપ (મૌલિક) રહસ્ય સમજવાનું છે. અનન્ય ભક્ત પ્રાણિમાત્રમાં વાસુદેવને જોવા મથે છે. વાસુદેવ અભેદરૂપ છે, સર્વવ્યાપક છે, દરેક પ્રાણીમાં (અધમમાં અધમ હોય તેમાં પણ) વસેલો છે, એમ શ્રદ્ધાપૂર્વક માની પ્રાણિમાત્રની કરેલી સેવા ઉત્તમ ફળ આપે છે. જપ, તપ, યજ્ઞ, ભજન, મંત્રો, નામસ્મરણ વગેરે મોક્ષમાર્ગે આગળ વધારનારાં સહાયક સાધનો છે.

નિર્ગુણ અને સગુણ એમ બે પ્રકારની ઉપાસના છે. વસ્તુતઃ ભક્તની શ્રદ્ધા પ્રમાણે ભગવાન નિર્ગુણ પણ છે અને સગુણ પણ છે. દેહધારી માટે નિર્ગુણ ઉપાસના કષ્ટદાયી છે. નિર્ગુણ ઉપાસનામાં જીવે પોતાના જ બળ વડે લડવાનું રહે છે. આવી ઉપાસના અસાધ્ય નથી પરંતુ દુસ્સાધ્ય તો છે જ. નિર્ગુણની ઉપાસનામાં અનન્ય ભક્તને મળતી પરમાત્માની સહાયનું બળ મળતું નથી.

બ્રહ્મ સત્યમ્ જગત્ મિથ્યા— એ અદ્વૈત સિદ્ધાંતના પંડિતોએ સેંકડો અર્થો કર્યા છે. એથી બુદ્ધિ તીક્ષ્ણ થાય છે પણ હૃદય શુષ્ક બની જવાનો ભય રહે છે. સામાન્ય મનુષ્ય માટે શ્રદ્ધાપૂર્વકની સગુણ ઉપાસનાનો માર્ગ સરળ અને શ્રેષ્ઠ ફળદાતા છે.

મૌલિક વિષયોમાં મનુષ્યોને સ્વેચ્છા પ્રમાણે કર્મ કરવાનું સ્વાતંત્ર્ય નથી. અમૌલિક લૌતિક વિષયોમાં કર્મ કરવાની સામાન્ય સ્વતંત્રતા છે. આ સિદ્ધાંતને ઘણે સ્થળેથી સમર્થન મળે છે.

ભગવાને સ્વમુખે ગીતામાં કહ્યું છે કે વસ્તુમાત્રની ઉત્પત્તિ અને પ્રવૃત્તિનું કારણ અજન્મા, અનાદિ અને મહેશ્વર ભગવાન પોતે જ છે.

એક ઉપનિષદમાં કહ્યુ છે કે બ્રહ્મ (વાસુદેવ) દેવોના વિજયમાં કારણરૂપ હોવા છતાં અગ્નિ, વાયુ આદિ અભિમાની દેવો માની બેઠા કે તેઓનાં બળ અને શકિતથી વિજય પ્રાપ્ત થયો છે. દેવોનું આ અભિમાન ટાળવા માટે બ્રહ્મે દિવ્યસ્વરૂપ ધારણ કરી એક તણખલું તેઓની પાસે મૂકી કહ્યું કે આ તણખલાને તમે બાળો અથવા આકાશમાં ઉડાવી દો. પરંતુ પોતાની શકિત વડે દેવો તણખલાને બાળવાનું કે ઉડાડવાનું કાર્ય કરી શકયા નહીં. આ

મનુષ્યો કે દેવો બુદ્ધિ વડે પૂર્વે ઉત્પન્ન થએલાનુ સત્ સ્વરૂપ જાણી શકે નહીં જ્યારે પરમ આત્મન્ પોતેજ અનુગ્રહ કરી પોતાના સ્વરૂપનુ દર્શન આપે ત્યારેજ સત્નુ દર્શન થાય છે. ઘણા જ્ઞાનિઓને, યોગીઓને, અને અન્ય ભક્તોને પરમાત્માનુ દર્શન થયાના દૃષ્ટાંતો છે.

પરમ આત્મન્ અક્રિય, અવિકારી, અનંત, સર્વવ્યાપક, નિસ્સંગ, સ્વયંપ્રકાશ, અલિપ્ત, અજન્મા, અનાદિ, સર્વ દેવોને નિયમમા રાખનાર મહેશ્વર, સર્વજ્ઞ, વિશુદ્ધ, કુટસ્થ, સત્તારૂપ, સાક્ષી અને દ્રષ્ટા છે

આ પરમ આત્મન્ (૧) માયાથી વ્યાપ્ત થઈ સગુણ રૂપ ધારણ કરે છે (૨) શક્તિ, ગુરુ આદિ અનેક રૂપે દર્શન દે છે (૩) બ્રહ્મા બની ઉત્પત્તિ કરે છે. (૪) વિષ્ણુ બની પાલન કરે છે (૫) રુદ્ર બની સંહાર કરે છે (૬) તેના વડે જીવને આત્માના અભેદ સ્વરૂપનો અપરોક્ષ અનુભવ થાય છે (૭) ગુરૂ રૂપે ચિત્તવૃત્તિનો નિરોધ અને વિરામ સમજાવી અપરોક્ષ જ્ઞાન આપે છે (૮) તેમાથી બધા ભૂતો અને જીવો તેના અંશ રૂપે સ્ફૂર્યા છે (૯) વેદ અને ઉપનિષદો તેનુ વર્ણન કરવા જતા મૂગા બને છે (૧૦) સ્વરૂપને ઢાકી દેનાર પડદો દૂર કરી અજ્ઞાન, અંધકાર અને દુખો ટાળે છે (૧૧) નિત્ય જ્ઞાન, નિત્ય પ્રકાશ અને અખંડ આનંદ આપે છે (૧૨) કૃતાર્થ કરે છે અને છેવટે મોક્ષ આપે છે

ભક્તિમાર્ગ સરળ અને શ્રેષ્ઠ ફલદાતા છે. તેના વિકાસ માટે વિવેક, વૈરાગ્ય, ધ્યાન ઇત્યાદિના અભ્યાસની જરૂર છે. આગળ વધેલા અમુક જ્ઞાની અનન્ય ભક્તોના અનુભવો અનુસાર ભક્તિમાર્ગમા જીવ રહે છે. પણ જીવની સત્તા રહેતી નથી. જ્ઞાનમાર્ગમા જીવ લક્ષ્યમા એક થઈ જાય છે જગત્ જો જીવની કલ્પનાથી ઉત્પન્ન થયુ છે એમ લાગે તો એ કલ્પનાનો ત્યાગ કરવો જોઈએ જો જગત ભગવાને બનાવેલુ છે તેમ લાગે તો તમારી જવાબદારી ભગવાનને સોંપી અનન્ય ભાવે તેને એકને જ શરણે જવાનુ છે સઘળુ ઈશની કલ્પના જેવુ છે આ કલ્પનાને ઓળખવાથી સત્ સ્વરૂપ સદા માટે પ્રાપ્ત થાય છે.

દીનભાવે અનુગ્રહ સ્વરૂપ પરમાત્માને પ્રાર્થવું કે કૃપાનિધિ પોતાની સત્તા વડે જીવને પોતાનાં ચરણોમાં નિત્ય વાસ આપે. બળોના બળ પરમાત્માને પ્રાર્થવું કે નિર્બળનો બોજો અનુગ્રહ કરીને દૂર કરે.

અંધકાર અને મોહનો નાશ કરી પ્રકાશ આપનારો અદ્ભુત કૃષ્ણાર્જુન સંવાદ સંજયે સાંભળી સંજયના હૃદયમાં આનંદસુખનું પૂર આવે છે આ ઉલ્લેખ સૂચવે છે કે જ્યારે જીવાત્માનું પરમાત્મા સાથે જોડાણ થાય છે ત્યારે તે જોડાણ પોતાની સાથે હંમેશ માટે આનંદ, કલ્યાણ, વિજય અને સદાચારને લેતો આવે છે.

શિખાઉ નવા નિશાળીઆએ પોતાનો ઉદ્વેગ ઓછો કરવા માટે લખેલી ગુજરાતી પ્રસ્તાવના ઘણી લાંબી થઈ ગઈ છે. એટલે હવે વિરમવું જોઈએ.

એ પહેલાં નીચે જણાવેલી ભાવયુક્ત પ્રાર્થના કરવી.

હે સર્વવ્યાપી, સર્વજ્ઞ, સર્વશક્ત, અગોચર, પ્રેમસ્વરૂપ, કલ્યાણસ્વરૂપ, સર્વાન્તર્યામિ, પરમ આત્મન, અમને:

(૧) અસત્માંથી સત્માં દોર!

(૨) અંધકારમાંથી પ્રકાશમાં દોર!

(૩) મૃત્યુમાંથી અમૃતમાં દોર!

(૪) અજ્ઞાનમાંથી જ્ઞાનમાં દોર!

(૫) ભેદભાવમાંથી અભેદભાવમાં દોર!

(૬) બહિર્મુખપણામાંથી અંતર્મુખપણામાં દોર!

(૭) પ્રેયસ્માંથી શ્રેયસ્માં દોર!

(૮) અધોવૃત્તિમાંથી ઊર્ધ્વવૃત્તિમાં દોર!

(૯) મન, વચન અને કર્મમાં અંતર રહે છે તે ટાળી ત્રણેમાં એકતા અને સુમેળ આપ!

(૧૦) ધાંધલ ભરેલી સાંસારિક પ્રવૃત્તિમાંથી શાંત નિવૃત્તિમાં દોર!

(૧૧) તારી સત્તા વડે મરણ સમયે મનને દૃઢતાથી તારા ધ્યાનમાં જોડેલું રાખ!

(૧૨) મૌલિક તદ્વસ્તુઓમાં તું એકલો જ દાતા, કર્તા, ભર્તા વિગેરે બધુ તું જ છો. અને અમે મનુષ્ય તો નિમિત્તમાત્ર જ છીએ એ સાચી સમજ દૃઢ કર!

(૧૩) તારી સત્તા વડે, તારા પ્રતિનો નિષ્કામ પ્રેમ, સમર્પણ અને અનૂ-અન્ય ભક્તિનો અમારામાં પ્રવેશ કરાવી અમને તુંમય બનાવ!

(૧૪) દુઃખોનું મૂળ કારણ મન, સૂક્ષ્મ મન, બળવાન અહમ્ અને ઇચ્છા છે; તેની સામે લડી અમે તેનો નાશ કરવા શક્તિમાન્ નથી; માટે હે બળોના બળ સર્વાધાર અમારા અહમ્‌નો અને અમારી ઇચ્છાઓનો મૂળમાંથી ઉચ્છેદ કર!

(૧૫) ગીતામાં સ્થિતપ્રજ્ઞ, અનન્ય ભક્તિ, ત્રિગુણાતીતપણું ઇત્યાદિ દૈવી સંપત્તિના શુભ ગુણો અને લક્ષણો કહ્યાં છે તે હે બળોના બળ! તારા બળ વડે (અમે કે જે બળરહિત છીએ) તેમાં દાખલ કર!

(૧૬) અમને આત્મદર્શીઓનો સંગ આપ કે જેથી માયામાંથી ઉત્પન્ન થતી ભ્રાંતિ ટળે અને અમારું ચિત્ત મોક્ષ પ્રતિ ઝડપથી ગમન કરે!

(૧૭) રજોગુણ અને સત્ત્વગુણ વડે તમોગુણને ટાળવાના માર્ગે દોર!

(૧૮) સત્ત્વગુણ વડે રજોગુણને ટાળવાના માર્ગે દોર!

(૧૯) છેવટે, તમોગુણ અને રજોગુણ જે વડે ટળાય છે એવા સત્ત્વગુણમાં શેષ રહેલ સૂક્ષ્મ અહંકારનો પણ નાશ કર, કે જેથી સતનું દર્શન થાય!

(૨૦) અહંભાવ, ધન, કુટુંબ, કીર્તિ, ઇત્યાદિમાં જે પ્રીતિ રહે છે તે સત્‌નું દર્શન થવામાં વિઘ્નો ઊભાં કરે છે માટે હે અનુગ્રહ મૂર્તે! ઉપરોક્ત વિઘ્નોનો નાશ કર!

(૨૧) અમને સમદર્શી અને તારામાં અચળ શ્રદ્ધાપૂર્ણ બનાવ!

(૨૨) બધું તું જ છો. તું જ વિશ્વરૂપ બની વિશ્વનો બોજો વહે છે. અમારી દૃષ્ટિ આડે અહંતા, મમતાનાં પડળો આવી ગયાં છે, તેનો નાશ કરી અમને સત્‌નું દર્શન કરાવ!

(૨૩) અમને સહુને સદ્‌બુદ્ધિ, ધૈર્ય, વિવેક, વૈરાગ્ય, ઇન્દ્રિયનિગ્રહ, મનોનિગ્રહ, ચિત્તવૃત્તિઓનો નિરોધ વિગેરે દૈવી સંપદ્‌ના ગુણોની અમારામાં ઝડપી વૃદ્ધિ કર!

(૨૪) દેહનિર્વાહ માટે અને ઔષધરૂપે અમે અન્નનો ઉપભોગ કરીએ પરંતુ જિહ્વાના સ્વાદ માટે નહિ, એવો અમને દૃઢ સંયમ આપ!

(૨૫) બધાં નામરૂપોમાં અને અનંત યુગોથી ચાલી રહેલી લીલાઓમાં તારુ દર્શન દે!

(૨૬) સંસારના ભોગોમાં ડૂબી રહી આધ્યાત્મિક પતન પાછળ દોડતી અમારી ઇચ્છાઓ ટળો! અને સહુનું હંમેશ કલ્યાણ કરનારી તારી ઇચ્છાઓ ફળો!

(૨૭) હે અનુગ્રહ મૂર્તે આત્મન્! સહુને અપૂર્ણતામાંથી પૂર્ણતા પ્રતિ આગળ વધાર અને સહુનું મંગળ અને કલ્યાણ કર!

ૐ શાન્તિ:

# INTRODUCTION

The first forty-two verses are selected and reset by the sage, Shri Ramana Maharshi.

The additional sixty-six verses are selected chapter-wise by a (beginner) follower of bhakti-marga for his own satisfaction. These slokas briefly relate to the Fundamental Principles of the several Pathways dealt with in the Gita for the Realisation of the Param-Atman.

Briefly stated they are : (1) Sankhya or Upasana of Nirguna Param-Atman; (2) Nishkama-Seva; (3) Vishwa-Rupa Darshan; (4) Ananya Bhakti or Upasana of Sagun Param-Atman requiring (a) Dhyan (b) Abhyas and (c) Renunciation of the Fruits of Actions; (5) Prakriti-Purusha viveka; (6) Transcendental Purushottam; (7) Daiva-Asura Sampads vibhag and (8) Moksha-Eternal Oneness with Vasudeva who has become this Universe **from whom** all have come, IN WHOM all have their stay and **to whom** all return.

Absolute Samarpana and acting or behaving as an instrument of the Will of Benevolent Vasudeva has helped the devotee in the direction of spiritual progress.

The important point to be realised is not—what one wills but what Vasudev wills—Para-Bhakti

demands Supreme Love for Vasudeva and all beings which have sprung up from Him; Vasudeva is a perennial stream from which Life, Light and Perfect Happiness which every one wants ceaselessly to emanate.

Sage Ramana Maharshi has often said that Para-Bhakti is Purna Jnana and therefore Para-Bhakti is Jnana-Mata.

Vasudeva guides and regulates all the actions of the Prakriti which brings forth all things, moveable and immovable in this world, but Prakriti does everything only as willed by Him.

Thus, Vasudeva is the real Doer whereas beings are merely His instruments, bound (as if by invisible force) to act according to His will.

It is recognised that whatever Vasudeva wills, does or gets done by Prakriti is for the "Shreyas" of all and therefore His will must be done.

Vasudeva is seated in our hearts. If He forsakes His work even for a split second, the whole universe would disintegrate without any hope of re-emergence after Laya or dissolution of the Universe.

*

## संजय उवाच। સંજયે કહ્યું:

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम्।
विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः॥१॥

શ્લોક ૧ દયા અને કરુણાથી વ્યાપ્ત, આંસુભરેલ વ્યાકુળ
અધ્યાય ૨ નેત્રોવાળા, નિરાશાથી ઘેરાઇ ગયેલા અને શોક કરતા
અર્જુનને મધુસૂદને કહ્યું: (૧)

## श्रीभगवानुवाच। શ્રીભગવાને કહ્યું:

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः॥१॥

શ્લોક ૧ હે કૌંતેય! આ શરીરને ક્ષેત્ર કહેવામાં આવે છે
અધ્યાય ૧૩ અને એ ક્ષેત્ર-શરીરને જે જાણે છે તે ક્ષેત્રજ્ઞ છે એવો
ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞને જાણનારા વિવેકી પુરુષોનો અનુ-
ભવ છે. (૨)

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम॥२॥

શ્લોક ૨ હે ભારત! સર્વ ક્ષેત્રોમાં મને તું શરીરને જાણનારો
અધ્યાય ૧૩ ક્ષેત્રજ્ઞ જાણ. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન એજ ખરું જ્ઞાન
છે એવો મારો મત છે. (૩)

## SANJAYA SAID :-

Vs 1 Ch II To him (Arjuna) who was overwhelmed with pity and compassion, who was in despair, whose eyes were swollen with tears, Shri Madusudana spoke these words (1)

## THE BLESSED LORD SAID :-

Vs 1 Ch XIII This body, O Son of Kunti, is called the "Kshetra" (Field), him who knows it the sages call Knower of both Kshetra and Kshetrajna. (2)

Vs 2 Ch XIII Also know Me as the Knower of the Field in all the Fields O Bharata. Knowledge of the Field and Knower of the Field I deem to be true Knowledge (3)

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥२०॥

શ્લોક ૨૦
અધ્યાય ૧૦

હે નિદ્રાને જીતનાર! સર્વ ભૂતો-પ્રાણીઓના હૃદયમાં નિત્ય વસી રહેલો આત્મા હું છું અને સર્વ ભૂતો-પ્રાણીઓનો આદિ, મધ્ય તથા અંત હું છું. (૪)

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥२७॥

શ્લોક ૨૭
અધ્યાય ૨

જન્મ પામેલા શરીરનું મૃત્યુ નક્કી છે અને મરણ પામેલા શરીરનો ફરી જન્મ પણ નક્કી છે; માટે જે ન અટકાવી શકાય એવા વિષયમાં શોક કરવો યોગ્ય નથી. (૫)

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा
भविता वा न भूयः।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते
हन्यमाने शरीरे ॥२०॥

શ્લોક ૨૦
અધ્યાય ૨

આત્મા કદી જન્મતો કે મરતો નથી. આ આત્મા પૂર્વે નહોતો અને વર્તમાનમાં ઉત્પન્ન થયો છે એમ પણ નથી. આત્મા અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે. શરીર હણાયા છતાં તે હણાતો નથી. (૬)

Vs. 20 I am the Self, O Gudakesha, dwelling in
Ch.X the Heart of every being; I am the beginning
and the middle and likewise the end of all
beings. (4)

Vs. 27 Of the born death is certain and certain
Ch.II is the birth of the dead. Therefore, for what
none can prevent thou shouldst not grieve. (5)

Vs. 20 Never is he born or dies; not having been
Ch.II ceaseth He any more to be; unborn, abiding,
eternal, ancient, He is not slain, when the
body is slain. (6)

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥२४॥

શ્લોક ૨૪
અધ્યાય ૨
આત્મા છેદી ન શકાય તેવો, પલાળી ન શકાય તેવો, શોષી ન શકાય તેવો, નિત્ય, સર્વવ્યાપક, સ્થાણુ, સ્થિર, અચળ અને સનાતન છે. (૭)

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम्।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥१७॥

શ્લોક ૧૭
અધ્યાય ૨
જેની સત્તા વડે આ બધું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ. એ અવ્યયનો (એટલે કે વધઘટના વિકાર રહિતનો) નાશ કરવા કોઈ પણ સમર્થ નથી. (૮)

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥१६॥

શ્લોક ૧૬
અધ્યાય ૨
અસતનું હોવાપણું નથી અને સતનું ન હોવાપણું નથી. તત્ત્વવેત્તાઓ આ બન્નેના અંતિમ ગૂઢ રહસ્યને જાણે છે. (૯)

Vs. 24
Ch.II
He is not cleft nor burnt nor wetted nor dried; abiding is He and all-pervading, stable, immoveable and everlasting. (7)

Vs. 17
Ch.II
Know that to be indestructible whereby all this is pervaded; of this Immutable none can work destruction. (8)

Vs. 16
Ch.II
Of the Non-existence there is no eternal substance. And of what exists there is no destruction; the definite ascertainment of both is known by the seers of the Essence of Truth. (9)

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते॥३२॥

શ્લોક ૩૨
અધ્યાય ૧૩

સર્વ જગ્યાએ પ્રસરેલ છતાં સૂક્ષ્મ હોવાથી જેમ આકાશ લેપાતું નથી તેમ સર્વ દેહો-ભૂતોમાં રહેલ આત્મા સૂક્ષ્મપણાના કારણે લેપાતો નથી. (૧૦)

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम॥६॥

શ્લોક ૬
અધ્યાય ૧૫

જે પદને ચંદ્ર, સૂર્ય કે અગ્નિ પ્રકાશિત કરી શકતા નથી અને જે પદને પામ્યા પછી સંસારમાં પાછા આવવાપણું રહેતું નથી એજ મારું પરમ ધામ છે.(૧૧)

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम्।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम॥२१॥

શ્લોક ૨૧
અધ્યાય ૮

'અવ્યક્ત', 'અક્ષર', ઈત્યાદિથી પર સનાતન ભાવ છે; જે સનાતન ભાવ મારું પરમ ધામ છે. આ ધામને પહોંચ્યા પછી પાછા આવવાપણું રહેતું નથી. (૧૨)

Vs. 32
Ch.XIII

As omnipresent Ether pervading everywhere is not polluted by virtue of its subtlety, even so the Self abiding everywhere is not polluted in the Body. (10)

Vs. 6
Ch.XV

Nor Sun nor Moon nor Fire illumines it; and whither having gone men return not, That is My Abode Supreme. (11)

Vs. 21
Ch.VIII

Unmanifested, imperishable is my Immortal Abode; and this they proclaim the Supreme State, which attained, they return not, That is My Abode Supreme. (12)

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या
विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्गच्छन्त्यमूढाः
पदमव्ययं तत् ॥५॥

શ્લોક ૫
અધ્યાય ૧૫

માન અને મોહ વિનાના, સંગદોષને જીતનારા અધ્યાત્મના સ્વરૂપનો વિચાર કરવામાં તત્પર રહેતા, કામનામાત્રનો ત્યાગ કરનારા, સુખદુઃખના દ્વન્દ્વરહિત અમૂઢ પુરુષો એ અવ્યયપદને પામે છે. (૧૩)

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥

શ્લોક ૨૩
અધ્યાય ૧૬

જે મનુષ્ય શાસ્ત્રવિધિને તજી સ્વચ્છંદ કે સ્વેચ્છા અનુસાર આચરણ રાખે છે તે મનુષ્ય સિદ્ધિ, સુખ કે પરમગતિ પામતો નથી. (૧૪)

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥२७॥

શ્લોક ૨૭
અધ્યાય ૧૩

જે મનુષ્ય પરમ આત્મન્‌ને સર્વ ભૂતો–પ્રાણીઓમાં સમભાવે રહેલો જુવે છે તેજ સત્ય જુવે છે. (૧૫)

Vs. 5 Ch.XV Without pride, without delusion, victorious over the blemish of attachment, ever abiding in the Self, their desires abandoned, released from the pairs called pleasure and pain, they go undeluded to that Abode Immutable. (13)

Vs. 23 Ch.XVI He who forsakes the ordinances of Scriptures; and acts under the influence of desire, attains not perfection, nor happiness, nor the Supreme State. (14)

Vs. 27 Ch.XIII Who sees the Lord Supreme, dwelling alike in all beings, perishing not as they perish, He sees indeed. (15)

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

શ્લોક ૫૪
અધ્યાય ૧૧

આ પ્રકારે મને તત્ત્વથી જોવાનું, જાણવાનું અને મારામાં પ્રવેશ કરવાનું હે પરંતપ! મારી અનન્ય ભક્તિથી બને છે. (૧૬)

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥३॥

શ્લોક ૩
અધ્યાય ૧૭

હે ભારત! સર્વને સત્ત્વાનુરૂપ શ્રદ્ધા થાય છે; સ્વભાવમાંથી સંસ્કાર થાય છે; અને સંસ્કારમાંથી ત્રણ પ્રકારથી શ્રદ્ધા થાય છે. પુરુષ શ્રદ્ધામય છે. જેને જેવી ભાવના-શ્રદ્ધા થાય તેવો જ તે બને છે. (૧૭)

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥३९॥

શ્લોક ૩૯
અધ્યાય ૪

જ્ઞાનપરાયણ, શ્રદ્ધાવાન અને જિતેંદ્રિય પુરુષ પરમ આત્મનનું જ્ઞાન પામે છે. અને જ્ઞાન પામીને શાંતિ(મોક્ષ) પામે છે. (૧૮)

Vs. 54
Ch. XI

By devotion alone, without the 'otherness', O! Arjuna, can I be known, seen, and in essence entered into O! Parantapa. (16)

Vs 3
Ch. XVII

The Shraddha of every man, O! Bharata, accords with his essential Satva; Man by instinct is "Shraddhamaya"; He becomes what he thinks with absolute Shraddha. (17)

Vs. 39
Ch. IV

He that has intense Shraddha and who is devoted to that Shraddha gets senses controlled and gains knowledge; and having gained knowledge he swiftly attains Supreme Peace. (18)

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम्।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥

શ્લોક ૧૦ નિરંતર ધ્યાનયુક્ત બની, પ્રીતિપૂર્વક મને ભજે છે
અધ્યાય ૧૦ તેને હું બુદ્ધિયોગ આપું છું. આ બુદ્ધિયોગ વડે તેઓ
મને પામે છે. (૧૯)

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

શ્લોક ૧૧ પ્રીતિપૂર્વક મારી ભક્તિ કરનારા પ્રતિ મને
અધ્યાય ૧૦ અનુકંપા થાય છે. હું આત્મપ્રકાશમાં નિત્ય સ્થિત છું
અને મારા જ્ઞાનદીપથી અજ્ઞાનથી ઉત્પન્ન થતા મારા
ભકતોના અજ્ઞાન-અંધકારનો નાશ કરું છું. (૨૦)

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥१६॥

શ્લોક ૧૬ આત્મજ્ઞાન વડે જેઓનું અજ્ઞાન નાશ પામ્યું છે
અધ્યાય ૫ તેઓનું જ્ઞાન બ્રહ્મને પ્રકાશે છે. (૨૧)

Vs. 10
Ch. X

To those who are self-attuned and do worship Me with affectionate devotion, I give them that Union with understanding whereby they come unto Me. (19)

Vs. 11
Ch. X

Out of compassion for them and abiding in their Self I destroy with the resplendent Light of Knowledge their darkness born of ignorance. (20)

Vs. 16
Ch. V

Verily for those in whom the ignorance is destroyed by the Knowledge of the Self, in them the Knowledge like the sun illumines that Supreme. (21)

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥४२॥

શ્લોક ૪૨
અધ્યાય ૩

ઈન્દ્રિયો શરીરથી પર છે; ઈન્દ્રિયોથી મન પર છે; મનથી બુદ્ધિ પર છે અને જે બુદ્ધિથી પર છે તે આત્મા છે. (૨૨)

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥४३॥

શ્લોક ૪૩
અધ્યાય ૩

હે અર્જુન! આત્માને બુદ્ધિથી પર જાણી, શુદ્ધ ચિત્ત વડે અને વિવેક વડે મનનું સમાધાન મેળવી કામરૂપ દુર્જય શત્રુનો નાશ કર. (૨૩)

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥३७॥

શ્લોક ૩૭
અધ્યાય ૪

હે અર્જુન! જેમ પ્રજ્વલિત અગ્નિ લાકડાંને બાળી ભસ્મ કરી નાખે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળી ભસ્મ કરી નાખે છે. (૨૪)

Vs 42
Ch. III

The senses are more powerful than Body; higher than the senses is mind; higher than the mind is Buddhi; but one who is the highest is Atma. (22)

Vs 43
Ch III

Thus knowing Him to be higher than the understanding, steadying the Self by the Self, O thou strong of arm, slay the enemy in the form of desire so hard to overcome. (23)

Vs 37
Ch. IV

Just as a burning fire makes ashes of its fuel, O Arjuna, even so does the Fire of Knowledge make ashes of all works. (24)

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥१९॥

શ્લોક ૧૯
અધ્યાય ૪

જેનાં સઘળાં કર્મો, ઇચ્છાઓ અને સંકલ્પો વિનાનાં છે અને જ્ઞાનરૂપી અગ્નિથી બળી ભસ્મ થઈ ગએલાં છે તેવા પુરુષને તત્વદર્શી કહેવામાં આવે છે. (૨૫)

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥२६॥

શ્લોક ૨૬
અધ્યાય ૫

કામક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનારા અને જેઓએ આત્માને જાણ્યો છે એવા યતિઓની આસપાસ બ્રહ્મનિર્વાણની શાંતિ પ્રસરી રહેલી હોય છે. (૨૬)

शनैःशनैरुपरमेद्बुध्द्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि
चिन्तयेत् ॥२५॥

શ્લોક ૨૫
અધ્યાય ૬

ધૈર્યવાળી બુદ્ધિવડે ધીમે ધીમે મનને વૃત્તિરહિત કરવું અને દૃઢતાથી આત્મામાં સ્થિર કરવું અને ત્યાર પછી કોઈ પણ પ્રકારનું ચિન્તન કરવું નહિ. (૨૭)

Vs. 19
Ch. IV

Whose every enterprise is without desire or motive, whose actions are burnt up in the Fire of Knowledge, him the wise call a Sage. (25)

Vs. 26
Ch. V

Around the austere sages who have become free from desire and wrath, who have subdued their minds and have realised their Self, radiates the beatific Peace of Brahman. (26)

Vs. 25
Ch. VI

Little by little should one realise tranquillity by the use of Judgement held with a steadfast purpose; and making the mind abide in the Self one should not think of anything. (27)

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥२६॥

શ્લોક ૨૬
અધ્યાય ૬

ચંચળ અને અસ્થિર મન જે જે કારણો-જે જે નિમિત્તોમાંથી બહાર નીકળી જાય તે તે કારણો અને તે તે નિમિત્તોમાંથી નિયમન કરી પાછું વાળવું અને આત્મામાં વશ કરવું. (૨૮)

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त
एव सः ॥२८॥

શ્લોક ૨૮
અધ્યાય ૫

જેનાં ઇચ્છા, ભય અને ક્રોધ નાશ પામ્યાં છે એવા મોક્ષપરાયણ મુનિઓ સદા મુક્ત છે. (૨૯)

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः॥२९॥

શ્લોક ૨૯
અધ્યાય ૬

'સર્વમાં સમદૃષ્ટિવાળો યોગયુક્તાત્મા સર્વ પ્રાણીઓમાં આત્માને અને આત્મામાં સર્વ ભૂત-પ્રાણીઓને જુવે છે. (૩૦)

Vs. 26
Ch. VI

Towards whatsoever the mind wanders, being fickle and unsteady, therefrom it should be withdrawn and brought under the sway of the Self alone. (28)

Vs. 28
Ch. V

With the senses, mind and intellect subdued, the saint who devoutly seeks Liberation, without desire, fear or wrath, he is indeed ever Liberated. (29)

Vs. 29
Ch. VI

The one steadfast in Yoga and looking on every thing impartially sees the Self abiding in all beings and all beings in the Self. (30)

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥

શ્લોક ૨૨
અધ્યાય ૯
અનન્યભાવે મારું ચિંતન કરનારા જે જનો મને જ ઉપાસે છે તેનો યોગક્ષેમ હું ચલાવું છું. (૩૧)

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥

શ્લોક ૧૭
અધ્યાય ૭
સદા મારા ધ્યાનમાં યુક્ત અને એકનિષ્ઠ ભક્તિવાળો જ્ઞાની ભક્ત ઉત્તમ છે કેમકે જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું અને મને જ્ઞાની અત્યંત પ્રિય છે. (૩૨)

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥१९॥

શ્લોક ૧૯
અધ્યાય ૭
બહુ જન્મના અંતે જ્ઞાની મારું શરણ લે છે. 'આ સર્વ વાસુદેવ જ છે' એમ જાણનારા મહાત્માઓ અતિ દુર્લભ છે. (૩૩)

Vs. 22
Ch. IX

I undertake to secure and protect the welfare of those who without 'otherness' meditate on Me and worship Me, and who ever abide thus attuned. (31)

Vs. 17
Ch. VII

Of these the Jnani, who is ever attuned, whose devotion is centred in One, is the most excellent; because to the Jnani am I exceedingly dear and he is dear to Me. (32)

Vs. 19
Ch. VII

At the end of many births the Gnani. fully finds Refuge in Me and recognises that Vasudeva is all. Such a high soul is very hard to find. (33)

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥

શ્લોક ૫૫
અધ્યાય ૨

હે પાર્થ ! જ્યારે મનુષ્ય મનમાં રહેલી કામના માત્રને ત્યજી આત્માથી સંતુષ્ટ થઈ આત્મામાં સ્થિર થાય છે ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. (૩૪)

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥७१॥

શ્લોક ૭૧
અધ્યાય ૨

સર્વ કામનાઓ ત્યજી દઈને જે પુરુષ સ્પૃહા વિનાનો થઈ જગતમાં વિચરે છે અને મમત્વ અને અહંકાર વિનાનો છે તે શાંતિ(મોક્ષ) પામે છે. (૩૫)

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥

શ્લોક ૧૫
અધ્યાય ૧૨

જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; જે હર્ષ, ઈર્ષા, ઉદ્વેગ અને ભયથી મુક્ત છે તે ભક્ત મને પ્રિય છે. (૩૬)

Vs. 55 When one puts away, O Partha, all the
Ch. II desires that are in the mind, and in the Self alone by the Self is well satisfied, then is he called the man of steadfast wisdom. (34)

Vs. 71 Having cast away all desires, that man
Ch. II who goes without longing, devoid of 'I' and 'mine'—he doth attain Peace. (35)

Vs. 15 He by whom the world is not disturbed,
Ch. XII and who is not disturbed by the world, free from exultation, impatience, fright and agitation, he is dear to Me. (36)

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥५५॥

શ્લોક ૫૫
અધ્યાય ૨

હે પાર્થ ! જ્યારે મનુષ્ય મનમાં રહેલી કામના માત્રને ત્યજી આત્માથી સંતુષ્ટ થઈ આત્મામાં સ્થિર થાય છે ત્યારે તેને સ્થિતપ્રજ્ઞ કહેવામાં આવે છે. (૩૪)

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥७१॥

શ્લોક ૭૧
અધ્યાય ૨

સર્વ કામનાઓ ત્યજી દઈને જે પુરુષ સ્પૃહા વિનાનો થઈ જગતમાં વિચરે છે અને મમત્વ અને અહંકાર વિનાનો છે તે શાંતિ(મોક્ષ) પામે છે. (૩૫)

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥१५॥

શ્લોક ૧૫
અધ્યાય ૧૨

જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; જે હર્ષ, ઈર્ષા, ઉદ્વેગ અને ભયથી મુક્ત છે તે ભક્ત મને પ્રિય છે. (૩૬)

Vs. 55 When one puts away, O Partha, all the
Ch. II desires that are in the mind, and in the Self
alone by the Self is well satisfied, then is he
called the man of steadfast wisdom. (34)

Vs. 71 Having cast away all desires, that man
Ch. II who goes without longing, devoid of 'I' and
'mine'—he doth attain Peace. (35)

Vs. 15 He by whom the world is not disturbed,
Ch. XII and who is not disturbed by the world, free
from exultation, impatience, fright and agi-
tation, he is dear to Me. (36)

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥२५॥

શ્લોક ૨૫
અધ્યાય ૧૪

માન-અપમાન અને શત્રુ-મિત્ર જેને સમાન છે, જે ધીર છે અને જેણે સર્વ આરંભો ત્યજ્યા છે તે ત્રિગુણાતીત છે. (૩૭)

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥१७॥

શ્લોક ૧૭
અધ્યાય ૩

જે મનુષ્ય આત્મામાં જ પ્રીતિવાળો છે અને આત્માથી તૃપ્ત છે તેને કંઈ કર્મ કરવાનું રહેતું નથી. (૩૮)

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥१८॥

Vs. 25
Ch. XIV

He who holds honour and dishonour equal, equal to the friendly party and the foe, who has renounced all enterprise–he is said to have transcended the gunas. (37)

Vs. 17
Ch. III

The man who revels here and now in the Self alone, with the Self is satisfied, and in the Self alone is content,–for him there is no work which he must do. (38)

Vs. 18
Ch. III

For him there is no purpose in doing the work, nor any in leaving it here undone; nor is there for him in all the beings anything to be achieved which serves a purpose. (39)

यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२॥

શ્લોક ૨૨
અધ્યાય ૪

અનાયાસે જે મળે તેથી સંતુષ્ટ, સુખદુઃખના દ્વન્દ્વરહિત, દ્વેષરહિત અને સિદ્ધઅસિદ્ધમાં સમભાવવાળો મનુષ્ય કર્મ કરીને પણ કર્મથી બંધાતો નથી. (૪૦)

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥६१॥

શ્લોક ૬૧
અધ્યાય ૧૮

હૃદયસ્થ ઈશ્વર, સર્વ ભૂતો–પ્રાણીઓને પોતાની માયાશકિત વડે યંત્રારૂઢ કરી ભ્રમણ કરાવે છે (અને આવા ભ્રમણો કરાવી પ્રાણીઓની ચિત્તશુદ્ધિ કરે છે). (૪૧)

तमेव शरणं गच्छ सर्वभावेन भारत।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि
शाश्वतम् ॥६२॥

શ્લોક ૬૨
અધ્યાય ૧૮

હે અર્જુન! સર્વભાવે તું પરમ્–આત્મનૂને શરણ જા. તેના અનુગ્રહથી તું પરમ શાંતિનું શાશ્વત સ્થાન–મોક્ષપદ પામીશ. (૪૨)

Vs. 22
Ch. IV
Content to take what chance may bring, having transcended the pairs, free from ill will, and even minded in success or failure, though he works he is not bound. (40)

Vs. 61
Ch. XVIII
The Lord, O Arjuna, dwells in the Heart of every being and by His mysterious power *spins round all beings set on the machine.* (41)

Vs. 62
Ch. XVIII
Unto him alone surrender, O Bharata, with all thy being; by His Grace shalt thou obtain Peace Supreme, the Abode Eternal. (42)

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः ॥११॥

શ્લોક ૧૧
અધ્યાય ૨

તું અયોગ્યને શોચે છે અને પંડિતોના વાદ વદે છે; પંડિતો મુએલાઓનો કે જીવતાઓનો શોક કરતા નથી. (૪૩)

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व
भारत ॥१४॥

શ્લોક ૧૪
અધ્યાય ૨

હે કૌંતેય! ઈંદ્રિયોના સ્પર્શો ટાઢ, તડકા સાથેના સબંધો દ્વારા સુખદુઃખ આપનારા, આવવા જવાના સ્વભાવવાળા અને અનિત્ય છે. તેને તારે તિતિક્ષા વડે સહન કરવા. (૪૪)

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम्।
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥३४॥

શ્લોક ૩૪
અધ્યાય ૨

વળી, તું લડીશ નહિ તો તારા પ્રતિસ્પર્ધીઓ લાંબા સમય સુધી તારી અપકીર્તિ ગાશે; પ્રતિષ્ઠિત પુરુષને અપકીર્તિ મરણ કરતાં વધારે દુઃખદ છે. (૪૫)

Vs. 11
Ch. II

You grieve for those who do not deserve to be grieved and yet speak words of wisdom. Wise men do not grieve for the dead or for the living. (43)

Vs 14
Ch. II

O Son of Kunti! The contact of the senses with the external objects give rise to cold and heat, pleasure and pain. They come and go and are not permanent; endure them bravely. (44)

Vs. 34
Ch II

Besides, people will sing your perpetual infamy or dishonour; and for one who has been highly esteemed, infamy or dishonour is worse than death. (45)

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम
आत्मवान् ॥४५॥

શ્લોક ૪૫
અધ્યાય ૨
હે અર્જુન! વેદોના વિષયો ત્રિગુણમય છે; તું ત્રિગુણથી રહિત થા; નિર્દ્વન્દ્વ થા; અચળ સત્વ (ધૃતિ-ધૈર્ય) વાળો થા; યોગક્ષેમની ચિંતા રહિત થા; અને આત્મનિષ્ઠ થા. (૪૬)

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥४७॥

શ્લોક ૪૭
અધ્યાય ૨
માત્ર કર્મ કરવાનો તને અધિકાર અથવા હક છે; કર્મનાં ફળો ઉપર તારો અધિકાર અથવા હક નથી; માટે તું કર્મફળરૂપ હેતુવાળો ન થા; તેમજ કર્મ ન કરવામાં તારી પ્રીતિ ન હો. (૪૭)

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किञ्चन।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥२२॥

શ્લોક ૨૨
અધ્યાય ૩
હે પાર્થ! મારે ત્રણે લોકમાં કંઈ કરવાનું નથી કે નહિ મળેલું મેળવવાનું નથી; છતાં હું કર્મમાં પ્રવર્તું છું. (૪૮)

વરાહપુરાણમાં આપેલા ગીતામાહાત્મ્યમાં કહ્યું છે કે: પ્રતિકૂળ પ્રારબ્ધનાં દુઃખોથી ઘેરાયેલો મનુષ્ય જો ગીતાના અભ્યાસમાં આસકત રહે તો તેનું મન પ્રતિકૂળ પ્રારબ્ધથી ગ્રસિત થતું નથી. ગીતાનો આશ્રય લઈ જનક આદિ ઘણા રાજાઓ પરમપદ પામ્યા છે. ગીતામાં ઉચ્ચ-નીચનો ભેદ નથી. ગીતાનું મહાત્મ્ય સારી રીતે એકલા કૃષ્ણ પોતે જ જાણે છે. કંઈક અર્જુન, વ્યાસજી, શુકદેવજી, યાજ્ઞવલ્ક્ય અને જનક જાણે છે. દાન લેવામાં દાનમાં રહેલા દાતાનાં દોષો પાપો દાન લેનારે લેવાં પડે છે. આવા માણસો પણ શ્રદ્ધાપૂર્વક ગીતાનો પાઠ કરે તો લીધેલ દાનના દોષોમાંથી મુકત થાય છે. ભરતખંડમાં જન્મેલ મનુષ્ય ગીતારૂપ અમૃતનું પાન કરે નહિ તો તેનું તે કાર્ય અમૃત છોડી ઝેર ખાવા સમાન છે.

## અંધશ્રદ્ધા અને જ્ઞાનવિજ્ઞાનયુક્ત શ્રદ્ધા

પ્રસ્તાવનામાં કહ્યું છે કે: આંતર ઉદ્વેગ ઓછો કરવા માટે ગીતામાંથી ચૂંટી કાઢેલા ૧૦૮ શ્લોકોનો પાઠ કરવો. સમયના વહેવા સાથે આ વિચારે જોર પકડ્યું. પુનઃ પુનઃ ગીતાનું વાંચન અને મનન ચાલુ રાખવાથી ઉદ્વેગ ઓછો થવા માંડ્યો. આત્મનિષ્ઠ શ્રી રમણ મહર્ષિએ ચૂંટેલા અને સાંકળેલા ૪૨ શ્લોકોનું સંયોજન કરવાનો નિર્ણય કર્યો. સામાન્ય સમજ અને અભિરુચિ પ્રમાણે બાકીના ૬૬ શ્લોકો પસંદ કર્યા. પસંદ કરેલા શ્લોકોનું ઊંડા ઊતરી ફરી ફરી વાંચન અને મનન કરતાં જણાયું કે ઘણા મહત્ત્વના બાકી રહી જતા શ્લોકોનો સાર અપાય તો સારું કેમ કે ઉપરોકત ૧૦૮ શ્લોકોમાં અર્થની ગંભીરતા પર સ્પષ્ટીકરણ કે ટૂંકી નોંધ પણ લખવામાં આવેલ નથી; માત્ર ગુજરાતી અને અંગ્રેજી અનુવાદ આપેલ છે. આ સંજોગોમાં બાકી રહી ગએલા મહત્ત્વના શ્લોકોનો સારાંશ પ્રસ્તાવના અને પરિશિષ્ટમાં આપેલ છે. આશા છે કે ટીકા વિનાના ૧૦૮ શ્લોકોનો પાઠ અને વિસ્તૃત પ્રસ્તાવના અને પરિશિષ્ટરૂપે આપેલા ટૂંક સારનું ફરી ફરી વાર વાંચન અને મનન સહાયક બનશે.

જ્ઞાનવિજ્ઞાન સાથે સંકળાએલી દઢ શ્રદ્ધા અને અંધશ્રદ્ધા વચ્ચે અંતર છે. અંધશ્રદ્ધા કોઈ વખત અવળે માર્ગે દોરી જાય છે: સોળમા અધ્યાયના ૧, ૨ અને ૩ શ્લોકોમાં દૈવી સંપદના ગુણો જણાવ્યા છે. આ ગુણોનું મનન અને આચરણ અંધશ્રદ્ધા હટાડે છે. વિજ્ઞાનયુકત શુદ્ધ શ્રદ્ધાવાળો આચાર આધ્યાત્મિક ઉત્કર્ષનો દાતા છે

ત્રણ વેદો: ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ અને ઉપનિષદોનું દોહન ગીતા છે. અને ગીતાના અમુક શ્લોકોમાં જૂનામાં જૂના ઋગ્વેદના અમુક ભવ્ય સિદ્ધાંતો સ્વીકારવામાં આવ્યા છે. ઉપરોકત ત્રણે વેદોના કાળની અને તે પછીના ઉપનિષદોના કાળ તરફ દષ્ટિ ફેરવવામાં આવે તો તે કાર્ય ગીતાના અનેક શ્લોકોનું રહસ્ય સમજવામાં સહાયક થશે એ દષ્ટિએ 'વેદ અને ઉપનિષદ કાળ'એ નામનું એક ટૂંકું પ્રકરણ લખ્યું છે. અને વિશ્વોત્પત્તિ નામનું બીજું પ્રકરણ લખ્યું છે.

ભગવાને સ્વમુખે યોગસ્થ ચિત્તે દૈવી સંપદના ગુણો ધરાવનાર કર્મવીર અર્જુનને સનાતન ધર્મના રહસ્યો ગીતામા ઉત્તમ રીતે સમજાવ્યા છે નિર્ગુણની ઉપાસના જે અસ્રાની ધાર પર ચાલવા જેવી કઠણ છે તે સમજાવેલ છે તે ઉપરાત સગુણની સરળ અને ઉત્તમ ઉપાસના અનન્ય ભકિત સમજાવેલ છે ઉપાસનાના બન્ને માર્ગો મોક્ષદાતા છે એમ પણ કહ્યું છે, છતા પ્રથમ સ્થાન ભકિતને આપ્યુ છે ભકિત વિનાનુ જ્ઞાન વીફરે છે

ગીતા ઉપનિષદોનું દોહન છે જે દૂધ દોહવાયુ છે તેમાથી ગીતારૂપી અમૃત પ્રાપ્ત થયું છે ગીતાના દરેક અધ્યાયના અતે કહેવામા આવ્યુ છે કે ગીતા બ્રહ્મવિદ્યા અને યોગશાસ્ર છે બ્રહ્મવિદ્યાના આધારે વિવિધ વિષયોના અનેક પાસાંઓ બરાબર સમજાય તે માટે ગીતાનુ વિવરણ પ્રશ્નોત્તરીરૂપે જ્ઞાનમૂર્તિ યોગેશ્વર કૃષ્ણે કર્મવીર અન્ અન્ય ભકત અર્જુનને સમજાવી, અર્જુનની શકાઓ અને વિષાદ ટાળી, તેને સમત્વ દષ્ટિ રાખી, કર્તવ્યરૂપ સ્વધર્મ માટે ધર્મયુદ્ધમા ઉતાર્યો છે

ગાધીજીની વિચારઆચારસરણી અનુસાર ત્યાગશકિત ઉત્પન્ન કરવાને જ્ઞાન જોઈએ જ્ઞાન અને ત્યાગ શુષ્ક પાડિત્યરૂપે ન થાય એ હેતુથી ભગવાને જ્ઞાન સાથે ભકિતનો સુમેળ કર્યો છે એટલુ જ નહિ પણ પ્રથમ સ્થાન ભકિતને આપ્યુ છે ભકિત વિનાનું જ્ઞાન વીફરે છે માટે કહ્યું છે: ભકિત કરો તો જ્ઞાન મળી જ રહેવાનું છે પણ ભકિત "શિશતણું સાટુ છે ' તેથી ભગવાને ભકતનાં લક્ષણો આત્મનિષ્ઠ સ્થિતપ્રજ્ઞના અને ત્રિગુણાતીતના લક્ષણો જેવા છે એમ સમજાવેલું છે આત્મનિષ્ઠ સ્થિતિપ્રજ્ઞ રમણ મહર્ષિએ પણ અન્ અન્ય ભકિતને જ્ઞાનમાતા કહી છે

ગીતાની ભકિત અધશ્રદ્ધા નથી વસ્તુત: જ્ઞાન અને પરાભકિતમા અતર નથી આવી ભકિત આસકત મનુષ્યથી થઈ શકે નહિ એટલે અનાસકત બુદ્ધિથી, ભાવનાથી કર્મો કરવા કર્મો કર્યા વિના કોઈ સિદ્ધિ પામી શકતુ નથી જનકાદિ પણ કર્મ કરીને જ્ઞાની થયા હતા અને મોક્ષ પામ્યા હતા જે મનુષ્ય કરેલા કર્મોનાં ફળોની પ્રાપ્તિનો વિચાર કર્યા કરે તે ઘણી વાર કર્મભ્રષ્ટ થાય છે ગીતાનો આશય આત્માર્થીઓને આત્મદર્શન કરાવવાનો છે કર્મ ફળ ત્યાગને ગીતાએ અદ્વિતીય ઉપાય માનેલો છે આ મધ્યબિન્દુ આસપાસ ગીતાની ફૂલગૂથણી છે

ગીતામા સમજાવવામા આવેલ ધર્મમા અને તત્ત્વજ્ઞાનમા (અ) સ્વભાવ, (બ) સ્વધર્મ, (ક) દૈવીસંપદના રહસ્યની પૂર્ણ વિચારણા જોવામા આવે છે કૃષ્ણ ભગવાને અર્જુનને નિશ્ચયપૂર્વક કહ્યું છે કે અનન્યભાવે પરમ આત્મન્નુ શરણ લેવુ એ મોક્ષપ્રાપ્તિ માટે ઉત્તમ અને સરળ માર્ગ છે વર્ણાશ્રમાદિક ધર્મોનું સ્થાન અગ્રગણ્ય નથી એ ધર્મો સ્વભાવ, કુળધર્મ, જાતિધર્મ ઇત્યાદિ સાથે જોડાયેલા છે ભગવાનના બોધનો સારાશ એ છે કે: મારા પર પ્રીતિ રાખ મારા માટે સમર્પણ કર મને નમસ્કાર કર ધર્મ પરાયણ જીવન ગાળતો

રહે. બધું મારી ઇચ્છા પર છોડી દે. કેમકે હું જે કરું છું તેમાં સહુનું અંતિમ કલ્યાણ છે. મારી ગતિ અકળ છે. મારા માર્ગો ગુહ્ય છે. દેહ છે ત્યાં સુધી કર્મ અનિવાર્ય છે. કર્મ-માત્રમાં કાંઈક તો દોષ હોય છે. ત્યારે દોષમાંથી અથવા બંધનમાંથી છૂટવું કેમ? આ પ્રશ્નનો ગીતાએ નિશ્ચયાત્મક શબ્દોમાં ઉત્તર આપ્યો છે કે: બધાં કર્મોનું મન, વચન અને કર્મથી કૃષ્ણાર્પણ કરવું. ગાંધીજીના મતે નિષ્કામતા કેવળ બુદ્ધિનો પ્રયોગ નથી. નિષ્કામતા હૃદયમાંથી ઉત્પન્ન થાય છે. હૃદયમંથન વિના સમર્પણ, વિવેક, વૈરાગ્ય આદિ દૈવી સંપદના ગુણોનો વિકાસ થતો નથી.

## વેદ અને ઉપનિષદ-કાળ

આપણા દેશના તત્ત્વજ્ઞાનનાં જ્ઞાન-વિજ્ઞાનનાં મૂળ ઋગ્વેદમાં છે. ઋગ્વેદમાં, કલ્યાણસ્વરૂપ પરમ પુરુષ પ્રતિ પ્રેમ જણાઈ આવે છે. સમયના વહેવા સાથે બીજા વેદો, અને અનેક ઉપનિષદો અસ્તિત્વમાં આવ્યાં જણાય છે.

ઉપનિષદ-કાળમાં: (૧) કપિલનું સાંખ્યદર્શન; (૨) કણાદનો અણુવાદ; (૩) પાતંજલનું યોગદર્શન; (૪) જૈમિનિની પૂર્વમીમાંસારૂપે ઓળખાતી કર્મકાંડાત્મક મીમાંસા; (૫) ઉત્તર મીમાંસારૂપે ઓળખાતાં વ્યાસનાં બ્રહ્મસૂત્રો— ઈત્યાદિ વિવિધ મત-મતાંતરો એક સાથે અસ્તિત્વ ધરાવતાં હતાં. કૃષ્ણના અવતરણ વખતે અને અમુક અંશે તે પહેલાં પણ જગતના વિનાશીપણાની અને આત્માના અવિનાશીપણાની સાચી સમજ લુપ્ત થવા માંડી હતી.

સાત્ત્વિકબુદ્ધિ વડે, હૃદયમંથન વડે, અને અપરોક્ષ અનુભવ વડે વિવિધતામાં મૌલિક એકતા લાવવાની લોકસંગ્રહ માટે અને વિશ્વને ધારણ કરનાર ધર્મરૂપી કેન્દ્રના રક્ષણાર્થે જરૂરિયાત ઊભી થઈ હતી કેમકે ધર્મમાં ગ્લાનિ આવી હતી. તેનો પુનરોદ્ધાર કરવાની જરૂરિયાત ઊભી થઈ હતી. તર્કશાસ્ત્રમાં આગળ વધેલા કેટલાક પંડિતો ઈશ્વરના અસ્તિત્વ બાબત શંકા ઉઠાવી રહ્યા હતા. આવા કાળે કલ્યાણસ્વરૂપ પરમ આત્મનના અવતરણથી ધર્મનો પુનરુદ્ધાર અને દૈવી સંપદના આશ્રયે રહેનારાઓનું આસુરી સંપદ ધરાવનારાથી પીડન થતું તે અટકાવી તેમને રક્ષણ આપી ધર્મનું પુનઃસ્થાપન કરવામાં આવ્યું હતું.

સિદ્ધાંતની ઉપર જે કાંઈ લખવામાં આવ્યું છે તેના અનુસંધાનમાં જરૂરના શ્લોકો તરફ ધ્યાન ખેંચવામાં આવે તો તે કાર્ય મદદરૂપ થશે, એમ લાગતાં જરૂરના શ્લોકોનો સારાંશ અને આ શ્લોકોનું સીધું કે આડકતરું મૂળ ઉપનિષદોમાં છે તે ઉપનિષદોનાં વચનોનો સારાંશ પણ એક પ્રકરણ રૂપે આપવામાં આવ્યો છે.

આ કાળના અમુક વિષયોમાં વિરોધાભાસ દેખાય છે. આ વિરોધાભાસ કઈ રીતે ટળે એનો સંતોષકારક ઉત્તર દેવોથી પણ આપી શકાતો નથી. કેમકે દેવો પણ દશ્ય સૃષ્ટિની

શરૂઆત થયા પછી ઉત્પન્ન થએલા છે એટલે તેમને ઉત્પત્તિ પૂર્વે શું હતું તેનુ જ્ઞાન શી રીતે હોય? આ જ વસ્તુના સમર્થનમા ગીતા ૧૦–૨ મા કહ્યુ છે કે દેવો કે મહર્ષિઓ પણ પરમ આત્મન્‌ની– ભગવાનની– ઉત્પત્તિ શી રીતે થઈ તે જાણી શકતા નથી કારણ કે દેવો અને મહર્ષિઓનુ સર્વ પ્રકારે આદિ કારણ ભગવાન છે

ઋગ્વેદ કાળના ઋષિઓના મતે હિરણ્યગર્ભ પુરાતન અને શ્રેષ્ઠ છે તે અનુસાર પુરાતન હિરણ્યગર્ભ એકલાજ સર્વ સૃષ્ટિના 'પતિ' 'રાજા' 'અધ્યક્ષ' હતા અવ્યકત હિરણ્યગર્ભનિ નિર્ગુણ સત્‌ સાથે શી રીતે સબધ થયો તે ભલે ન સમજાય તો પણ મૂળ બ્રહ્મ એક જ અને અવિનાશી છે એવી પોતાની બુદ્ધિને નાસદીયસૂકત રચનાર ઋષિ નિર્ભયપણે વળગી રહે છે

સત્‌ અને અસત, શીત અને ઉષ્ણ ઈત્યાદિ દ્વન્દ્વોથી જેની બુદ્ધિ મુકત થઈ છે તે પુરુષો નિર્દ્વન્દ્વ બ્રહ્મપદને પહોચે છે એમ ગી ૭ ૨૮ અને ૨ ૪૫ મા કહ્યું છે કેવળ તર્કદૃષ્ટિથી વિચાર કરીએ તો પરમપુરુષનું– પુરુષોત્તમનુ– પરબ્રહ્મનુ અને આત્માનું અજ્ઞેયત્વ કબૂલ કર્યા વિના છૂટકો નથી સારાશ એ છે કે બ્રહ્મ અભયરૂપ અને ઇન્દ્રિયાતીત છે આત્માની– અતરાત્માની– પ્રતીતિ સાક્ષાત્કાર વડે થાય છે અને તે જ પરબ્રહ્મનુ સ્વરૂપ છે

બ્રહ્માત્મૈકયની એકતા અનુભવમા આવ્યા પછી, જ્ઞાતા એટલે જોનાર જુદો અને જ્ઞેય એટલે જોવાની વસ્તુ જુદી એવો ભેદ રહી શકતો નથી યાજ્ઞવલ્કયે બૃહદારણ્યકમા સત્ય કહ્યુ છે કે 'જ્યા જાણનાર અને જાણવાનો પદાર્થ એવુ દ્વૈત કાયમ હોય ત્યા તો એક બીજાને જુએ, સાભળે, પણ જ્યારે બધું આત્મરૂપ થાય એટલે કે હુ–તું નો ભેદ ન રહે ત્યારે કોણ કોને જુએ અને સાભળે?'

મુંડકમા કહ્યુ છે કે 'બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ થાય છે' હુ જુદો અને જગત જુદુ એવી બુદ્ધિ રહે છે ત્યા સુધી બ્રહ્માત્મૈકયનું પૂર્ણ જ્ઞાન થતું નથી

ગીતાના છઠ્ઠા અધ્યાયનો ૨૯ મો શ્લોક કહે છે કે યોગયુકત અને સમદર્શી પુરુષ સર્વ પ્રાણીઓ– ભૂતો–મા આત્માને અને આત્મામા સર્વ ભૂતો– પ્રાણીઓને જુએ છે

કેન ઉપનિષદ કહે છે કે અમે પરબ્રહ્મને જાણીએ છીએ એવું કહેનારે પરબ્રહ્મને જાણ્યુ જ નથી

ઉપનિષદોના કહેવાનો સાર એ છે કે આ પરબ્રહ્મમાથી આ વ્યકત જગત નિર્માણ થયુ છે સાતમા અધ્યાયના ૨૫ મા શ્લોકમા કૃષ્ણ કહે છે કે 'મારુ ખરુ સ્વરૂપ અજ અને અવ્યય છે' અને ગી ૪ ૨૬ મા કહે છે કે 'હુ સર્વ જગત ઉત્પન્ન કરુ છુ'

આધ્યાત્મિક અનુભવો સાબિત કરવામાં બહારના પ્રમાણો કે પુરાવાની જરૂર નથી

કેમકે અપરોક્ષ આધ્યાત્મિક અનુભવ સ્વયંસિદ્ધ છે; પરંતુ આત્મદર્શીએ પોતાનો અનુભવ એવી રીતે સમજાવવો પડે છે કે તે સમયના બીજા વિચારકોની સમજ સ્પષ્ટ થાય અને કેવળ અંધશ્રદ્ધા પર આધાર રાખવો પડે નહિ.

આપણા દેશનું તત્ત્વજ્ઞાન દરેક વિષયને સાત્વિક અને નિશ્ચયાત્મક બુદ્ધિ વડે તુલના કર્યા પછી વિશ્વાસ રાખે છે. જ્ઞાન વિજ્ઞાન યુકત સાત્ત્વિક બુદ્ધિ અને આંતરદષ્ટિ આ મનુષ્યના મનની બે શકિતઓ છે. વસ્તુત: આ બે વચ્ચે વિરોધ નથી.

મૂળ તત્ત્વ શું છે? પ્રત્યક્ષ જોવામાં આવતું વિશ્વ કઈ રીતે ઉદ્ભવ્યું? આધિભૌતિક સૃષ્ટિનો આધ્યાત્મિક સૃષ્ટિ સાથે શો સંબંધ છે? ઈત્યાદિ ગહન વિષયોની તાત્ત્વિક વિચારણા ઋગ્વેદ કાળથી શરૂ થઈ દેખાય છે. ઋગ્વેદ કાળના ઋષિઓ વિવિધ દેવોને વિવિધ ફળોની સિદ્ધિ માટે ભાવનાપૂર્વક પ્રાર્થનાઓ કરતા અને તેઓની ભાવનાઓ ફલિત થતી.

> નોંધ: ઉપાસના માટે ઈષ્ટ દેવનું પ્રતીક સહાયક છે. વેદાન્તસૂત્ર (૪-૧-૪) અનુસાર જીવાત્માએ પ્રતીકની પર(beyond) જવાનું છે. ભકિતમાં મોક્ષ આપવાની જે શકિત છે તેમાં ઈશ્વરભાવના વસેલ છે. સંયમ અને અચળ શ્રદ્ધા વિના ભાવના ફલિત થતી નથી. વૈદક શાસ્ત્રમાં ભાવના શબ્દનો અર્થ ઘૂંટવો, પુટ ચઢાવવો એવો કરેલ છે. જેમ જેમ ભાવનાને ઘૂંટતા જઈએ તેમ તેમ ભાવનાનું સામર્થ્ય વધે છે અને લાંબો કાળ ચાલુ રાખેલ આવું ઘૂંટણ દઢ અને મૂર્તિમંત બને છે. તપ, સંયમ, નિગ્રહ, ધ્યાન, ઈત્યાદિ આચરણો ભાવનાની વૃદ્ધિ કરે છે. ઉત્તમ કોટીના લોકસંગ્રહનાં કાર્ય ભાવના વડે જ થાય છે.

વરુણાદિક દેવોએ કરેલી ભાવનાયુકત પ્રાર્થનાઓ ઋગ્વેદ-કાળમાં સ્પષ્ટપણે દેખાઈ આવે છે. આ કાળના ઋષિઓ જ્ઞાન સાથે વિજ્ઞાનની અને આધિભૌતિક સાથે આધ્યાત્મિક દષ્ટિ રાખતા.

આ કાળના ઋષિઓ સૌંદર્યના ઉપાસકો હતા. સત, ચિત અને આનંદ પૈકીના આનંદ— નૈસર્ગિક આનંદ—નો અનુભવ મેળવતા. સૌંદર્યની ભાવનાયુકત અને હાર્દિક પ્રાર્થનાઓમાં ઋષિઓને આત્માનંદ થતો. આકાશદર્શન, ઉષાદર્શન, સન્ધ્યાદર્શન ઈત્યાદિ વિષયો પરનાં તેઓનાં ભવ્ય અને ભાવનામય કાવ્યો અને પ્રાર્થનાઓ સ્પષ્ટપણે દેખાઈ આવે છે;

આપણા દેશના ધર્મોમાં અને બીજા દેશના ધર્મોમાં સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ પરત્વેનાં વર્ણનો આવે છે; પરંતુ આ વિષયમાં આપણા દેશના ઋગ્વેદમાં આવતા નાસદીયસૂકતમાં આવતું વર્ણન ઉત્તમ છે.

ઋગ્વેદ મંડળ ૧૦-૧૨૯મા આવતું આ નાસદીયસૂક્ત અદ્ભુત છે આ કાવ્યમા સાત ઋચાઓમા સૃષ્ટિની ઉત્પત્તિનો વિષય આલેખાયેલો છે

મૂળ તત્ત્વ-પરમ તત્ત્વ એટલે કે પુરુષતત્ત્વ પ્રતિ ઋગ્વેદ કાળના ઋષિઓ ગાઢ પ્રેમ રાખતા અને દઢ ભાવના સેવતા કે ભૂતમાત્રના કલ્યાણ માટે પરમ તત્ત્વે પોતાની જાતનુ મહાન સમર્પણ કરી જડ સૃષ્ટિને ચૈતન્યથી ભરી દીધેલ છે કોઈ પણ વસ્તુને ચૈતન્યરહિત રહેવા દીધી નથી પરમ પુરુષને, પરબ્રહ્મને 'એકો બહુનામ' એટલે કે એકમાથી અનેક થવાની પ્રેમયુક્ત કામના ઇચ્છા— ભાવનાનો ઉદ્ભવ એ વિશ્વોત્પત્તિનું મૂળ છે

ઇન્દ્રિયગોચર આધિભૌતિક સૃષ્ટિની પેલી પાર કોઈ પણ એક અમૃત તત્ત્વ છે. સત્ અસત્, મર્ત્ય-અમર્ત્ય, આચ્છાદક-આચ્છાદિક ઈત્યાદિ દ્વન્દ્વ ઉત્પન્ન થયા તે પૂર્વે જે કઈ હતું તે સ્વયં શક્તિથી શ્વસન કરતુ હતુ પોતાના જ મહિમામા પ્રતિષ્ઠા પામેલા પરબ્રહ્મનું ઉપનિષદોમા જે વર્ણન છે તે સ્પષ્ટ રીતે સૂચવે છે કે સૃષ્ટિના મૂળમા જે અદ્ભુત તત્ત્વ છે તે વિશ્વોત્પત્તિનું અવિનાશી મૂળ છે

ગીતા(૮ ૧૦)મા કહેવામા આવ્યુ છે કે તેનો સારાશ એ છે કે સર્વ પદાર્થનો નાશ થાય તો પણ મૂળ અવિનાશી પરબ્રહ્મનો નાશ થતો નથી

ગીતા (૧૩ ૧૨) મા ભગવાને કહ્યું છે તેનો સારાશ એ છે કે મૂળતત્ત્વ અનાદિ છે પણ આ અનાદિ તત્ત્વને સત કેમ કહેવાય?

પરમ તત્ત્વના પર (શ્રેષ્ઠ) અથવા સૂક્ષ્મ અને અપર એટલે કનિષ્ઠ અથવા સ્થૂળ એવા બન્ને પ્રકારના સ્વરૂપનું જ્ઞાન થવાથી હૃદયની ગ્રંથિ છૂટી થઈ જાય છે સશયો મટી જાય છે અને બધા કર્મોનો ક્ષય થાય છે (મુડક ૨ ૨ ૮)

વેદાન્ત એટલે કે સર્વ જ્ઞાનનો જ્યા અત આવે છે તે તથા વિજ્ઞાન એટલે કે પ્રકૃતિના જ્ઞાન વડે જેમણે પરમ અર્થનો સારી રીતે નિશ્ચય કરી લીધો છે તેમજ સન્યાસ તથા મોક્ષ વડે જે શુદ્ધ સત્ત્વવાળા—શુદ્ધ ચિત્તવાળા થયા છે એવા પ્રયત્નવાન બ્રહ્મ પરાયણ લોકો મરણ કાળે બ્રહ્મલોકમા જઈ મુક્ત થઈ જાય છે

According to Shri Krishna Prem, the former Professor Ronald Nixon, a brilliant graduate of Cambridge, Professor of English in Lucknow and Banaras University—turned into a great yogi, Bhakta and philosopher, manifestation of a Cosmos, depends on the polarisation of the One, the Parabrahman, into the transcendental subject, the Shanta Atman, and the transcendental objects,

the Mulā prakriti For this purpose Shri Krishna Prem in Appendix 'I' to his wellknown work called 'THE YOGA OF THE BHAGAVAT GITA' has adopted as a basis the sublime Creation Hymn of the Rig Veda (X, 129 Griffith's translation)

1 "There was not non existent nor existent,
there was no realm of air, no sky beyond it
what covered in, and where? and what gave shelter?
was water there, unfathomed depth of water?"

2 "Death was not there, nor was there aught immortal
No sign was there, the days and night's divider
That one thing Breathless breathed by Its own nature
Apart from It was nothing whatsoever"

3. 'Darkness there was at first concealed in Darkness
the All was indiscriminated chaos
All that existed then was void and formless
By the great power of warmth (tapas) was born that Unit"

4 "Thereafter rose Desire (kama) in the beginning,
Desire the primal seed and germ of Manas
Sages who searched with their heart's thought discovered
the existent's kinship in the non existent"

NOTE The desire of being Manifold form single entity is the link *connecting Reality*—'SAT' *with nullity*—'ASAT'.

5 "Transversely was their severing line extended:
what was above it then, and what below it?
There ware begetters, there were mighty forces,
free action here and energy up yonder"

6 "Who verily knows and who can here declare it,
whence it was born and whence comes this creation?
The Gods are later than this world's production
Who knows then whence it first came into being?"

7. "He, the first origin of this creation,
whether He formed it all or did not form it,
whose eye controls this world in highest heaven,
He verily knows it, or perhaps He knows not"

According to Shri Krishna Prem, the proximate origin of the creation is He, the Shanti Atman, the one Consciousness, whose eye controls this world in highest heaven all the forms being drawn forth and sustained by in that Consciousness

નાસદીય સૂકત કઠણ વિષય છે એટલે તેના સાતે શ્લોકો શ્રી કૃષ્ણપ્રેમની ગીતામાથી ગ્રીફીથનો અગ્રેજી અનુવાદ ટૂકનોધ સાથે આપેલો છે

આ સૂકતનો ગુજરાતી ટૂક સાર એ છે કે આ સમયે ન હતુ સત કે અસત્ આકાશ ન હતું, જળ ન હતુ, પ્રકાશ ન હતો કઈ શકિત કોના સુખ માટે આ બધુ કરી રહેલ? મરણ પણ ન હતુ અમરપણ્ પણ ન હતું એક પુરુષ તત્ત્વ હતું આ તત્ત્વ પોતાની શકિત વડે શ્વસન કરતુ તપના પ્રભાવથી પ્રથમ મન ઉત્પન્ન થયુ પુરુષને બહુનામ થવાની પ્રેમયુકત ઇચ્છા— ભાવના— ઉદ્ભવી, આ ઉદ્ભવ Reality સત્ અને Nullity અસત્ વચ્ચેની સાકળ છે મનના બીજો ચોમેર પ્રસરી રહ્યા હતા— તેમાથી અમુક બીજો ઊગી નીકળી શકિતરૂપે ઉપર આવ્યા અને પ્રભુતા નીચે રહી કોણ જાણનાર? કોણ સમજનાર? કયાથી જગત પ્રગટ્યુ? દેવો પણ આ ઉત્પત્તિ જાણે છે એમ ખાતરીથી કોણ કહી શકે? કેમકે દેવો પણ આ પરમ તત્ત્વ પછીથી પ્રગટયા છે દેવો કદાચ જાણતા હોય અને ન પણ જાણતા હોય!

## ‘વિશ્વોત્પત્તિ તત્ત્વો’

ગીતાના સાતમા અને આઠમા અધ્યાયમા આ વિષયનુ પ્રતિપાદન છે ગીતા ૧૮ ૨૦મા પણ કહ્યુ છે કે જે વડે મનુષ્ય બધા ભૂતોમા એકજ અવિનાશી ભાવને અને વિવિધતામા એકતાને જુએ છે તેને સાત્ત્વિક જ્ઞાનવાળો જાણવો

કપિલે પ્રકૃતિને સ્વતત્ર માનેલ છે પણ ગીતાએ આ મત સ્વીકાર્યો નથી ગીતાના મત અનુસાર બધાનું મૂળ કલ્યાણસ્વરૂપ પરમ્ આત્મન અને તેની ઇચ્છા અનુસાર વિશ્વનો વ્યવહાર ચાલે છે

નોધ ગીતા ૯ ૧૦મા ભગવાને કહ્યુ છે કે મારી દેખરેખ નીચે અને અધ્યક્ષપણા વડે પ્રકૃતિ સચરાચર જગતને સર્જે છે હે કૌન્તેય! એજ હેતુથી જગત પરિવર્તન પામ્યા કરે છે ચર અચર સર્વ પરવશ થઈ જાણે નિયત્રિત હોય તેમ દિનરાત કઈને કઈ કર્યા જ કરે છે

અવ્યકત હિરણ્યગર્ભ ઇત્યાદિ તત્ત્વોનો અને સત્તારૂપ પરમ પરમેશ્વરનો ઋગ્વેદ અને છાદોગ્ય, કઠ, શ્વેતાશ્વતર ઇત્યાદિ ઉપનિષદોમા ઉલ્લેખો છે ઉત્પત્તિના ક્રમની બાબતનું જ્ઞાન છે તે પણ ઘણા ઉપનિષદોમા લગભગ એકસરખુ જ છે

સાખ્યમા પ્રકૃતિ અને પુરુષ બન્નેને સ્વતન્ત્ર તત્ત્વો માન્યાં છે આધિભૌતિક સૃષ્ટિજ્ઞાન ગમે તેટલુ વધે તો પણ સૃષ્ટિના મૂળતત્ત્વના સ્વરૂપની વિચારણા નિરાળી આધ્યાત્મિક દષ્ટિથી થવી જોઈએ

અવ્યકત પ્રકૃતિમાથી ક્રમે ક્રમે વ્યકત સૃષ્ટિ નિર્માણ થઈ છે એ સિદ્ધાતમા પાશ્ચાત્ય ઉત્ક્રાન્તિવાદીઓ અને સાખ્યવાદીઓના મતો લગભગ એકસરખા છે સાખ્યના સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને ઠેકાણે અર્વાચીન સૃષ્ટિશાસ્ત્રીઓએ ગતિ, ઉષ્ણતા, આકર્ષણ શકિત ઇત્યાદિને ઉત્પત્તિનાં કારણો માનેલ છે આટલુ છતાં ત્રીજા અધ્યાયના ૨૮મા શ્લોકમાં જણાવેલ ગુણા ગુણેષુ વર્તન્તે નામના સિદ્ધાતને અર્વાચીન સૃષ્ટિશાસ્ત્રીઓ સ્વીકારે છે

ઉપનિષદમા ઇન્દ્રિયોને 'પ્રાણો' એવુ નામ આપેલ છે આ પ્રાણ પાચ મહાભૂતાત્મક પ્રકૃતિનું કાર્ય નથી પણ પરમાત્મામાથી પ્રથમ ઉત્પન્ન થએલ છે એમ ઉપનિષદકારો અને ગીતા માને છે

આ પ્રાણ એટલે ઈન્દ્રિયોની સખ્યા કોઈ ઠેકાણે સાત, કોઈ ઠેકાણે દસ, કોઈ ઠેકાણે અગિયાર, બાર, અને તેર સુધીની માનવામાં આવેલ છે વેદાન્ત સૂત્રના આધારે શ્રી શકરાચાર્યે આ બાબતમા પ્રતિપાદન કર્યું છે કે પંચમહાભૂત, અહકાર, બુદ્ધિ, અવ્યકત(મૂળ પ્રકૃતિ), દસ ઇન્દ્રિયો, એક મન, પાચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુ ખ, સઘાત, ચેતના, ધૃતિ ઇત્યાદિ એકત્રીસ વિકારવાળુ ક્ષેત્ર છે ગીતા ૧૩ મા પણ એ જ કહ્યુ છે

સાખ્ય મતે પચીસ તત્ત્વમાથી સૃષ્ટિ ઉત્પન્ન થએલ છે વેદાન્તીઓ પચીસ તત્ત્વ માથી સોળ તત્ત્વને વિકારો ઠરાવી છોડી દે છે બાકીના નવ તત્ત્વો રહે છે તેમા એક જીવ અને અષ્ટધા પ્રકૃતિ મળી નવ

સાખ્ય જેને પુરુષ કહે છે તેને ગીતામા અંશી જીવ કહ્યો છે

અપરાને ગીતાકારે કનિષ્ઠ પ્રકૃતિ માનેલ છે ગીતા ૧૩ મા માં વર્ગીકરણની ખટપટને પડતી મૂકી સાખ્યના પચીસ તત્ત્વો જેમનાં તેમ જ છૂટા છૂટા વર્ણવે છે

મૂળ તત્ત્વોના વર્ગીકરણમા મુખ્ય ત્રણ વર્ગીકરણો છે

(૧) સાખ્યનુ, (૨) વેદાન્તીઓનું અને (૩) ગીતાનું સાખ્ય મત પ્રમાણે પુરુષ, પ્રકૃતિ, મહત, અહકાર, પાચ તનમાત્રા, એક મન, પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો અને પાચ મહાભૂત મળીને કુલ ૨૫ તત્ત્વો છે

વેદાન્તીઓનું વર્ગીકરણ નવ તત્ત્વોમા માને છે તેમા એકને પરબ્રહ્મનુ શ્રેષ્ઠ સ્વરૂપ કહે છે અને બાકીના આઠ તત્ત્વોને પરબ્રહ્મનું કનિષ્ઠ રૂપ કહે છે આ રીતે નવ તત્ત્વો થાય

છે. ગીતાના વર્ગીકરણમાં એક પરાપ્રકૃતિ અને બીજી અષ્ટધા અપરા પ્રકૃતિ– કુલ નવ તત્ત્વો માનેલ છે.

સંકલ્પ વિકલ્પાત્મક મને જુદા જુદા મતો દર્શાવી ભ્રાંતિ ઘટાડવાને બદલે વધારી હોય એમ દેખાય છે. વિશ્વોત્પત્તિ વિષય ઉપર અવ્યકત હિરણ્યગર્ભ માયા, મૂળ પ્રકૃતિ વિગેરે વિષયો ઉપર જુદા જુદા ઉત્તરો અપાએલા છે. સારા આત્મદર્શી દહીં વલોવી માખણ કાઢે તે રીતે માયાનો પડદો સંકેલી લઈ વ્યકિત– સમષ્ટિની એકતાનો અપરોક્ષ અનુભવ કરાવે છે. પરબ્રહ્મ સમુદ્રમાં ડૂબકી મારનાર ખાંડનું પૂતળું સમુદ્રરૂપ થઈ જાય છે, તે પ્રમાણે પરબ્રહ્મમાં ડૂબકી મારનાર જીવ ઈશ્વરમાં ઓગળી જાય છે. ગીતા ૬-૨૯માં ભગવાને કહ્યું છે તેમ સર્વ ભૂત-પ્રાણી પોતામાં અને પોતે સર્વ ભૂત– પ્રાણીમાં છે એથી વસ્તુત: સનાતન જીવ સનાતન પરમેશ્વરનો અંશ છે.

અમુક ઉપનિષદો અને ગીતામાં જણાવ્યા અનુસાર પરમેશ્વરનું સ્વરૂપ કદી સગુણ, કદી શુદ્ધ નિર્ગુણ તો કદી સગુણ-નિર્ગુણ એમ ત્રણ પ્રકારે વર્ણવાએલું છે.



॥ ॐ ॥

# ગીતાના પ્રત્યેક અધ્યાય પાછળ રહેલ હેતુ અને પ્રત્યેક અધ્યાયમાં આવતા મનન કરવા યોગ્ય શ્લોકો

મૌનિક આત્મતત્ત્વના અધ્યક્ષપણા વડે પ્રકૃતિએ વિશ્વ સરજ્યુ છે શકિત અને શકત જુદા નથી શકિતની ગતિ (Motion) વિના અચળ સત્ (SUBSTRATUM) સત્‌નો અપરોક્ષ અનુભવ ઉપલબ્ધ થતો નથી, શકિત—પ્રકૃતિ—આયોજન, નિયોજન ઉત્પત્તિ સંહાર ઇત્યાદિનું એક ક્ષણના પણ વિરામ વિના ચલાવે છે, સચરાચર જગતને સરજે છે, પાળે છે અને સહારે છે અને તથી જગત પરિવર્તનશીલ બનેલુ છે આવા પરિવર્તનશીલ જગતમા મોક્ષેચ્છુ સાધકે સકામ કર્મો છોડવા, માત્ર ફલેચ્છારહિત નિષ્કામ કર્મો કરવા અને નિષ્કામ કર્મોનું ફળ ભગવાનને સમર્પણ કરવુ

મોક્ષેચ્છુએ યોગસ્થ આત્મ શ્રીઓની સેવા કરવી અને નિત્ય સગ રાખવો, આ પંથે ચાલનારા મોક્ષેચ્છુ સાધકોને આત્માનો—સત્‌નો—અપરોક્ષ અનુભવ થાય છે ચાંગદેવમા યોગસિદ્ધિઓ હતી પરતુ અવિનાશી સર્વવ્યાપક આત્માનો અપરોક્ષ અનુભવ નહોતો, પરતુ જ્ઞાનેશ્વર જ્યારે જડ ઓટલાને ચલાવી ચાગદેવને મળવા ગયા ત્યારે યોગની સિદ્ધિઓનુ ચાગદેવનુ અભિમાન નાશ થયુ અને જ્ઞાનેશ્વરનો શિષ્ય બન્યો જ્ઞાનદેવને તો વસ્તુમાત્રમા સર્વેશ્વરનું દર્શન થતું અને બધામા તે પોતાના આત્માને જ જોતા પાડાના શરીર પર લાઠીઓનો પ્રહાર ચાલુ રહ્યો એટલે જ્ઞાનેશ્વરની ત્વચામા પાડાના શરીર પર જે જાતના ચીરા પડ્યા હતા તેવા ચીરાઓ જ્ઞાનેશ્વરના શરીર પર ઊઠી આવ્યા અને તેના શરીરની ત્વચા ફાટી ગઈ જ્ઞાનેશ્વરની ખાસ વિશેષતા એ છે કે તેઓ ઈશ્વર નિગુણ છે અને સગુણ પણ છે એમ વિધેયાત્મક મત ધરાવતા તેઓ યોગી અને જ્ઞાની હતા અને અન્ અન્ય ભકત પણ હતા મહારાષ્ટ્રમા કૃષ્ણપૂજન અને કૃષ્ણની શરણાગત ભકિતનો વિસ્તાર થયો તેમા વધારેમા વધારે ફાળો જ્ઞાનેશ્વરનો છે

ગીતામા ખાસ કરીને જ્ઞાન, યોગ, નિષ્કામ કર્મ અને અન્ અન્ય ભકિત—આચાર—ઇત્યાદિ મહત્ત્વના માર્ગોની વિચારણા કરવામા આવી છે, એકદરે ગીતા અન્ અન્ય ભકિત—પરાભકિતમાર્ગને સરળ અને શ્રેષ્ઠ માને છે

ગીતામા સાકાનના કયા પ્રકારની છે? પ્રત્યેક અધ્યાયની વિશેષતા શું છે? ઇત્યાદિ પ્રશ્નોની વિશેષ સમજ મેળવવાથી ગીતામા રહેલા વિવિધ રહસ્યો અને હેતુઓ સમજવાનું સુલભ બનશે એમ જણાવાથી પ્રત્યેક અધ્યાય પર અધ્યાયનો હેતુ અને રહસ્યનો સાર લખેલા છે

## અધ્યાય ૧લો—વિષાદયોગ—વિષાદનાં મૌલિક કારણો અને વિષાદનું અંતિમ નિવારણ।

જગતને ધારણ કરી રહેલ ધરીને ધર્મ કહેવામા આવે છે ધર્મપિપાસા વિના દેહ-બુદ્ધિ ઘટતી નથી અને હૃદયસ્થ પ્રકાશરૂપ આત્મતત્ત્વના અપરોક્ષ અનુભવથી જે આનદ જીવ શોધી રહ્યો છે તે આનદ તેને મળતો નથી અપરોક્ષ આત્મદર્શન—સન્દર્શન—પરમ્ આત્મન નું દર્શન—થયુ ન હોય ત્યા સુધી દરેક મનુષ્યમા પોતાના અને પોતાના કુટુબીઓના દેહો પર આસકિત—પ્રીતિ—સ્નેહ—મમતા—ઈત્યાદિની બળવાન વૃત્તિ રહે છે અને જ્યારે આવા દેહોનો નાશ નજરે જોવામા આવે છે ત્યારે દુ ખ અને વિષાદ થાય છે અર્જુનની વિષાદમય સ્થિતિનુ વર્ણન પહેલા અધ્યાયથી શરૂ થાય છે અને બીજા અધ્યાયના પહેલા ૧૦ શ્લોકો સુધી એ વર્ણન ચાલે છે .

યુદ્ધમા મરવાને તૈયાર થયેલા બન્ને પક્ષના યોદ્ધાઓ સ્વજનો છે યુદ્ધક્ષેત્ર પર કર્તવ્ય શું? અકર્તવ્ય શુ? વિગેરે વિવિધ પ્રકારની શકાઓનુ સમાધાન મેળવવા અર્જુન ભગવાન કૃષ્ણનુ શરણ માગે છે અને સાચો માર્ગ બતાવવા ભગવાનને પ્રાર્થના કરે છે અર્જુનની શકાઓનું પૂર્ણ, નિશ્ચયાત્મક અને સતોષકારક સમાધાન કરવામા ગીતાના અઢારે અધ્યાયો વિસ્તરેલા છે

અર્જુન જેવા સાત્ત્વિક અને અતિ સૂક્ષ્મ બુદ્ધિ ધરાવનાર વ્યકિતને સમજાવવામા કૃષ્ણને વિવિધ ગૂચો ઉકેલવી પડે છે કેમકે અર્જુનનાં મન અને બુદ્ધિ યુદ્ધની શરૂઆત થઈ ત્યા સુધી દેશ, કાળ, અને વસ્તુ (i e Laws of Times Space and Causation) આ ત્રણ પરિચ્છેદોથી પર (beyond) પહોચ્યા નહોતા પણ કૃષ્ણોપદેશથી અર્જુન ત્રણે પરિચ્છેદોથી પર (beyond) પહોચ્યો હતો અને તેથી યોગેશ્વર જગદગુરુ કૃષ્ણે યુદ્ધવીર અને કર્મવીર અર્જુનની પાસે તેને નિમિત્ત બનાવી ધર્મના રક્ષણાર્થે અને લોક-સગ્રહાર્થે લડાઈમા ઊતરાવી વિજય અપાવ્યો હતો

અર્જુનના વિષાદની પૂર્વભૂમિકા જાણવાથી, ગીતાનુ હાર્દ સમજવા માટે છે અર્જુન પાડુનો પુત્ર છે ધૃતરાષ્ટ્ર અધ હોવાને લીધે રાજ્યગાદીએ આવી શકયો નથી રાજ્ય ધૃતરાષ્ટ્રના નાના ભાઈ પાડુને આપવામા આવ્યુ હતુ પાડુનું અવસાન થયુ ત્યારે અર્જુન અને તેના ભાઈ સગીર હતા એટલે સગીરપણા દરમ્યાન ધૃતરાષ્ટ્રને રાજ્યનો વહીવટ સોપવામા આવ્યો હતો ધૃતરાષ્ટ્રે દુર્યોધનને ધર્મ અને હક વિરુદ્ધ રાજ્ય પચાવી પાડવાના કાર્યમા હમેશાં ઉત્તેજન આપ્યુ હતુ સમાધાન માટેની કૃષ્ણની વિષ્ટિ નિષ્ફળ ગઈ હતી— યુદ્ધ અનિવાર્ય બન્યુ હતુ અર્જુન અને દુર્યોધન બને કૃષ્ણના સગા હતા અર્જુન અને દુર્યોધન કૃષ્ણની મદદ માગે છે ત્યારે અર્જુન કૃષ્ણનુ સારથિત્વ પસદ કરે છે અને યાદવોની મોટી સેના દુર્યોધનને ફાળે જવા દે છે કૃષ્ણનો જન્મ ધર્મ-

સસ્થાપનાર્થે થએલ આ કાર્ય માટે કૃષ્ણે અર્જુનને પસદ કરેલો અને નિમિત્ત બનાવી સવ્યસાચિન્ અર્જુનને લડાઇમા ઊતરાવી વિજય અપાવી ધર્મનો પુનરોદ્ધાર કર્યો હતો. અર્જુન કરતાં યુધિષ્ઠિર ઉમરમા મોટો છે યુધિષ્ઠિરમા ધર્મબુદ્ધિ વધારે હતી. ભીમમા અર્જુન કરતા બળ વધારે હતું તે ઉમરમા પણ મોટો હતો

ધર્મસસ્થાપનના કાર્યમા કૃષ્ણે અર્જુનને વધારે યોગ્ય માન્યો હતો કેમકે અર્જુનમા યોગસ્થપણુ અને લાભ હાનિમા સમત્વ બુદ્ધિ જાળવી રાખવાના ગુણો વધારે વિકાસ પામ્યા હતા

"નિ ત્રૈગુણ્ય ભવાર્જુન" એવો કૃષ્ણોપદેશ અર્જુન આચારમા મૂકી શકે તેવા ગુણો ધરાવતો હતો અર્જુનની વિશેષ યોગ્યતા દસમા અધ્યાયના ૩૭મા શ્લોકમા ભગવાન પોતાની મુખ્ય મુખ્ય વિભૂતિઓ ગણાવે છે ત્યાર સમજાય છે કૃષ્ણે કહ્યુ છે કે પાડવોમા હુ અર્જુન છુ નરનારાયણના અવતરણમા કૃષ્ણ 'નારાયણ' હતા અને અર્જુન 'નર' હતો. ઉપનિષદોના દોહનની સાચી સમજ અર્જુનમાં વધાર હતી, યોગસ્થ રહી ધર્મયુદ્ધ કરી શકે એવી યોગ્યતા અર્જુનમાં હોવાથી કૃષ્ણે પોતાના ગુહ્ય સ્વરૂપનુ અર્જુનને દર્શન આપ્યુ હતું અને પોતાનું ગુહ્ય જ્ઞાન પણ આપ્યુ હતુ આ રીતે કૃષ્ણાર્જુન સવાદરૂપે જગતને ગીતાનો સદેશ મળ્યો છે

ગીતાની ખાસ વિશેષતા એ છે કે તે કૃષ્ણ ભગવાનના સ્વમુખે વદાએલી છે, વિવિધ પ્રકારે ઉપદેશો આપી અર્જુનને દેશ, કાળ અને વસ્તુ— ત્રણેના પરિચ્છેદોથી પર લઈ જવામાં આવ્યો છે, અને ત્યાર પછી જ્ઞાન, યોગ આદિ માર્ગો ઉલ્લેખી અતે અનન્ય ભકિત—આત્મનિવેદન ભકિત— શરણાગતિ ભકિત—પરા ભકિતની શ્રેષ્ઠતા નિશ્ચયાત્મક રીતે સમજાવેલ છે

## અધ્યાય ૨ જો–જ્ઞાન(સાંખ્ય)યોગ હેતુ, રહસ્ય અને મનન કરવા યોગ્ય શ્લોકોનો ટૂક સાર અથવા નિર્દેશ .

શ્રી વલ્લભકૃત ટીકા અનુસાર પ્રથમ છ અધ્યાયો વસ્તુત સૂત્રો જેવા છે બીજા છ અધ્યાયો વૃત્તિરૂપ છે, અને ત્રીજા છ અધ્યાયો ભાષ્યરૂપ છે 'અશોચ્યને શોચે છે' એવા અગિયારમા શ્લોકના વાક્યનું વિવરણ કરતા એકાવનમા શ્લોકમાં કહે છે કે જે રીતે કાચબો સર્વ તરફથી પોતાના અગો સમેટી લે છે તેવી રીતે સ્થિતપ્રજ્ઞ ઈન્દ્રિયોને તેના વિષયોમાથી સમેટી લે છે બારથી ચોવીસ સુધીના શ્લોકો ટૂકામા આત્મસ્વરૂપ સમજાવે છે અને તે પછીના શ્લોકો કર્તવ્ય સમજાવે છે સ્વજનોને હણવાથી કુળધર્મનો નાશ થશે અને તેના પરિણામો વિપરીત આવશે એવી અર્જુનની ભ્રાંતિને દૂર કરવા માટે ભગવાન કહે છે કે આત્મા જન્મતો કે મરતો નથી. આત્મા અજન્મ, નિત્ય, શાશ્વત અને પુરાતન છે શરીર હણાયા છતા તે હણાતો નથી. જેમ જૂનાં વસ્રો તજીને મનુષ્યો નવાં વસ્રો ધારણ કરે છે

તેમ દેહી જીર્ણ શરીરને ત્યજીને બીજા નવાં શરીરો ધરે છે દેહ છોડતી વેળા કરેલા કર્મોના સંસ્કારો, અને વાસનાઓ (વાયુ પુષ્પમાથી ગંધ લેતો જાય છે તે પ્રમાણે) લેતો જાય છે સાથે 'ગુણા ગુણેષુ વર્તન્તે' એ સિદ્ધાન્તનુ સ્પષ્ટીકરણ કરે છે રજોગુણ અને તમોગુણની વૃદ્ધિથી મોહને વશ થઈ મનુષ્ય અધર્મને માર્ગે જાય છે તે અટકાવવા ભગવાન આત્માનુ અવિનાશીપણુ અને દેહનુ નાશવતપણુ સમજાવી અર્જુનને સુપથના માર્ગે દોરે છે અને આગ્રહપૂર્વક કહે છે કે સુખ, દુ ખ, લાભ, હાનિ, જય, પરાજય ઇત્યાદિમા સમત્વ રાખવુ, ફળની ઇચ્છા રાખ્યા વિના કર્તવ્યો કરવા, અને કરેલા કર્મોનું ફળ ભગવાનને સમર્પણ કરવુ

દેહ નાશવત છે અને આત્મા અવિનાશી છે પ્રાચીન ગ્રીક આત્મદર્શી સોક્રેટિસે દેહાતની સજા અનુસાર ઝેરનો પ્યાલો પીતી વખતે તેના શિષ્યોને કહ્યું હતું કે ખરો સોક્રેટિસ એ તેનુ શરીર નથી પણ આત્મા છે અને તે અવિનાશી છે શરીરનું મૃત્યુ થાય છે પણ અવિનાશી આત્માનું કદી મૃત્યુ થતું નથી

નદીનું પાણી પ્રતિક્ષણે બદલાય છે છતા સ્વરૂપે તો તે એનું એ જ પાણી છે દેહ પણ પ્રતિક્ષણે બદલાય છે પણ દેહસ્થ અવિનાશી આત્મામા કશો વિકાર કે ફેરફાર થતો નથી.

દ્રોણ અને ભીષ્મને હણવાનો વિચાર અર્જુનને વ્યાકુળ, શોકગ્રસ્ત અને વિષાદગ્રસ્ત કરે છે તેની બુદ્ધિ કર્તવ્ય શુ— અકર્ત વ્ય શુ— એ પ્રશ્નો પર નિર્ણય લઈ શકતી નથી અને અર્જુન સાચા માર્ગદર્શન માટે કૃષ્ણને શરણે જાય છે, કેમકે કૃષ્ણ વિના બીજો કોઈ મનુષ્ય તેની શકાઓ અને મૂઝવણો ટાળી શકે તેમ નહોતું અર્જુનની ભ્રાંતિ અને મોહ ટાળવા ભગવાન શરણાગત શિષ્યને કહે છે કે હે અર્જુન! —સગા એ નથી, સબંધીઓ પણ નથી— જે છે તે છે અને તે અવિનાશી, અવિકારી સર્વવ્યાપક આત્મા છે જે દેહ હણાયા છતાં હણાતો નથી અનેક રીતે અર્જુનને સગ્રામભૂમિ પર અવધ્ય અવિનાશી આત્મતત્ત્વનો સતોષજનક બોધ આપી અર્જુનની ભ્રાંતિ અને મોહ ટાળે છે, લડાઈમા ઊતરાવે છે અને વિજયી બનાવે છે બીજી ખાસ વિશેષતા એ છે કે અર્જુનને જીવન શું અને કર્તવ્ય શુ એ સૂક્ષ્મ પ્રશ્નોની સ્પષ્ટ સમજ નહોતી એટલે અર્જુનને ભગવાન મૌલિક સિદ્ધાતો વિવિધ દષ્ટિબિન્દુએ સમજાવી તેની મૂઝવણ સતોષકારક રીતે ટાળે છે

આખ આયત્ર પ્રત્યક્ષ દેખાતા દેહ પાછળ એક અવિનાશી અવિકારી આત્મતત્ત્વ છે મસ્તિષ્કની સૂક્ષ્મ ક્રિયાઓ, લાગણીઓ, કલ્પનાઓ, ભાવનાઓ ઇચ્છાશકિતઓ ઇત્યાદિથી જીવનનુ સાચુ સ્વરૂપ જાણી શકાતું નથી, એટલે દેહ પાછળ આત્મતત્ત્વ કે જે કારણરૂપ કારણ છે, અને જે જ્ઞાતા જ્ઞાન, અને ખાસ કરીને 'જ્ઞેય તત્ત્વ' છે તે જાણવાનું છે દેહમાં વસેલો દેહી, જીવાત્મા— દેહથી જુદો છે, આખા દેહમા વ્યાપી રહેલ છે માત્ર મનુષ્યમાં જ

નહિ પરંતુ સઘળાં ભૂતો, પ્રાણીઓ, વૃક્ષો, સ્થાવર જંગમ સચરાચરમાં વ્યાપી રહેલ છે, તેને દેહી અથવા જીવાત્મા કહેવામાં આવે છે અને તે અવિનાશી અવિકારી અને સર્વ-વ્યાપક છે દેહ હણાતા છતાં જીવાત્મા હણાતો નથી જીવાત્મા સનાતન છે તેને છેદી, બાળી, પલાળી કે શોષી શકાતો નથી. આ અવિનાશી તત્ત્વ વાસનાથી ઘેરાયેલું રહે છે ત્યાં સુધી ઈશ્વરનો અંશ જીવાત્મા કહેવામાં આવે છે, જ્યારે વાસનામાંથી મુક્ત થાય છે ત્યારે એ અંશભૂત જીવાત્મા અંશી પરમાત્મા બને છે

ગીતાના તેરમા અધ્યાયમાં ઘણા શ્લોકો ધ્યાન કરીને પઢેલો અને બીજો, શરીરને ક્ષેત્ર કહે છે અને એ શરીરને જે જાણે છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે ભગવાન પોતે ક્ષેત્રજ્ઞ છે

ગીતાના પંદરમા અધ્યાયના ૭મા અને ૮મા શ્લોકમાં કહ્યું છે કે 'મારો સનાતન અંશ જીવલોકમાં જીવ થયો છે અને તે પ્રકૃતિમાં રહેલ ઈન્દ્રિયો અને મનને આકર્ષે છે આ દેહી– જીવાત્મા– શરીર ત્યાગે છે ત્યારે, વાયુ જેમ પદાર્થોમાંથી ગંધ લેતો જાય છે તેમ વાસનાઓને સાથે લેતો જાય છે

જગતમાં ક્ષર અને અક્ષર એમ બે પુરુષો છે સર્વભૂતો ક્ષર કહેવાય છે જે સાક્ષીભૂત છે તેને અક્ષર કહેવામાં આવે છે, પરંતુ ઉત્તમ પુરુષ છે તે તો અન્ય છે અને તે જ પરમાત્મા છે, ત્રણે લોકમાં પ્રવેશ કરી તે સહુને પોષે છે પંદરમા અધ્યાયના ૧૮મા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે હું ક્ષરને ઓળંગી ગયો છું અને અક્ષરથી પણ ઉત્તમ છું, તેથી લોકમાં અને વેદમાં હું પુરુષોત્તમ નામે પ્રસિદ્ધ થયો છું વિતરાગ પુરુષો મને પુરુષોત્તમ જાણી સર્વભાવે ભજે છે

સંપૂર્ણ રીતે વાસનારહિત જીવાત્મા દેશ, કાળ અને વસ્તુ– આ ત્રણે પરિચ્છેદોથી પર જાય છે અને પુરુષોત્તમમય બની જાય છે

વાસુદેવ કીડીથી માંડી બ્રહ્મા પર્યન્ત સર્વના દેહમાં સમભાવે રહેલા છે દેહને સત્તા-સ્ફૂર્તિ આપે છે તેથી દેહ ક્રિયાઓ કરી શકે છે એક જ પરમાત્મા અનેકરૂપે ભાસી રહેલ છે કૃષ્ણરૂપી મુરલીધર નટ અનેક રૂપે લીલાઓ કરી રહ્યો છે આ બાજીગરની મુરલીના ધ્વનિ પાછળ મનુષ્ય મર્કટરૂપે નાચી રહેલા છે

બીજા અધ્યાયમાં આત્માનું સ્વરૂપ સમજાવ્યું છે પરંતુ બધા શાસ્ત્રોનો અને આખી ગીતાનો નિચોડ પુરુષોત્તમનું તાત્ત્વિક સ્વરૂપ પંદરમા અધ્યાયમાં આવે છે ભગવાન નટરૂપ મુરલીધરે જગત, જીવ અને પરમાત્મા સઘળું પરમાત્માનું જ સ્વરૂપ છે એમ પંદરમા અધ્યાયમાં નિશ્ચયપૂર્વક કહ્યું છે પ્રયત્નશીલ રહી મનુષ્ય વાસનારહિત થાય તો જીવ, જગત અને ઈશ્વર એક જ છે એવો અપરોક્ષ અનુભવ મેળવે છે

ઉપર કહેવાઈ ગયું તે પ્રમાણે ભગવાને વિવિધ પ્રકારે સમજાવ્યું છે કે સિદ્ધિ-

અસિદ્ધિમાં સમાન રહેવું, સમત્વ રાખવું. સમત્વ એ જ યોગ છે. ફળાશા રાખ્યા વિના નિષ્કામ કર્મો કર્તવ્ય સમજી કરવાં અને કર્મનું ફળ ભગવાનને અર્પણ કરવું. ૧૦૮ શ્લોકની ગીતામાળા નામની આ પુસ્તિકાના ૧, ૫, ૬, ૭, ૮, ૯, ૩૪, ૩૫, ૪૩, ૪૪, ૪૫ અને ૪૭ શ્લોકો મનન કરવા યોગ્ય છે. તે ઉપરાંત ૭૦૦ શ્લોકી મૂળ ગીતાના ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૭, ૧૮, ૧૯, ૨૧, ૨૨, ૨૭ અને ૩૦— શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે.

## અધ્યાય ત્રીજો-કર્મયોગ હેતુ, રહસ્ય અને મનન કરવા યોગ્ય શ્લોકોના ટૂંકો સાર, ઉલ્લેખ અથવા નિર્દેશ

મનુષ્યોને તેના પૂર્વસંસ્કારો— ઇચ્છાઓ— વાસનાઓ કર્મો કરવા બહારના પદાર્થો તરફ ખેંચે છે. મનુષ્ય કર્મો કર્યા વિના રહી શકતો નથી એટલે તેને ઇચ્છાએ કે અનિચ્છાએ કર્મો તો કરવાં પડે છે. ગીતામાં કર્મત્યાગ(સંન્યાસ) કરતાં ફલાશારહિતના કર્મયોગને ચઢિયાતું સ્થાન આપ્યું છે. આ અધ્યાયમાં ભગવાને કહ્યું છે કે: આ લોકમાં બે પ્રકારની નિષ્ઠા અનાદિકાળથી ચાલતી આવે છે. જ્ઞાનયોગ વડે જ્ઞાનીઓ— સાંખ્યો ની એક નિષ્ઠા છે, બીજી નિષ્ઠા નિષ્કામ કર્મ વડેની—યોગીઓની નિષ્ઠા છે.

ગીતા ૩—૩૩ કહે છે કે જ્ઞાનીએ પણ પ્રકૃતિને અનુસરવું પડે છે. માત્ર નિગ્રહથી બધી આધ્યાત્મિક મુશ્કેલીઓ પૂર્ણપણે ટળતી નથી. ગીતા ૩—૩૪ માં આ મુશ્કેલીના નિવારણની ચાવી આપી છે. પ્રત્યેક ઈન્દ્રિયોના વિષયોમાં રાગદ્વેષ અવશ્ય રહેલા છે; અને જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો પદાર્થો સાથે જોડાય છે ત્યારે જ આવા રાગદ્વેષો ઉદ્‌ભવે છે માટે ઇન્દ્રિયોનું વિષયો સાથે થતું જોડાણ અટકાવવા શ્રદ્ધાથી અને ધીરજથી સતત પ્રયત્ન કરવાનો છે.

સૃષ્ટિમાં કોઈ વસ્તુ ઉત્પન્ન થઈ તે પૂર્વે પુરુષતત્ત્વ ઉત્પન્ન થયેલું છે. આ પુરુષતત્ત્વને બહુનામ થવાની પ્રેમભાવના થવાથી પોતાની જાતનો મહાન ભોગ આપી પુરુષતત્ત્વ વિશ્વરૂપ બન્યું છે અને વિશ્વનો નિત્ય બોજો વહે છે.

ગીતાના ત્રીજા અધ્યાયના ૧૮મા અને ૧૯મા શ્લોકો અનુસાર જ્ઞાનીને કશાની અપેક્ષા હોતી નથી. જ્ઞાની સંગરહિત બનીને હમેશાં સ્વધર્મ અનુસાર આસક્તિ રાખ્યા વિનાનાં કર્મો કરે છે.

માયા વડે ઈશ્વરનું રૂપ આચ્છાદિત થઈ જાય છે. એટલે આવૃત્ત થયેલા સઘળા જીવાત્માઓને પરમ સત્યના વિષયમાં અવારનવાર સંશયો થાય છે અને આ સંશયો આધ્યાત્મિક ઉત્કર્ષ અટકાવે છે.

સંશયોમાંથી ઉદ્‌ભવતા વિઘ્નને ટાળવા માટે જ્ઞાનવિજ્ઞાનયુકત સત્યનો અનુભવ મેળવવા સાધક ભકતે મંથન કરવું જરૂરનું છે. સંશયોમાંથી મુકત થયેલી નિશ્ચયાત્મિકા બુદ્ધિવાળો સાધક ભકતને જીવ શું? જગત શું? ઈશ્વર શું? બ્રહ્મ શું? માયા શું? સત શું અસત્ શું? ઈત્યાદિ પ્રકારના સંશયો ઉદ્‌ભવતા નથી. જ્ઞાનવિજ્ઞાનયુકત જ્ઞાની ભકતને અનેક જન્મોના અંતે 'વાસુદેવ: સર્વમ્ ઈતિ', 'સર્વમ્ ખલુ ઈદમ્ બ્રહ્મ' અને 'હરિરેવ જગત્ જગદેવ હરિ' એવો અપરોક્ષ અનુભવ થાય છે. આવો અનુભવ થવો એ અનન્ય ભકિતની પરાકાષ્ઠા છે.

સૌનાં કર્મો પોતાનાં સ્વભાવ અને પ્રકૃતિ અનુસાર થાય છે જ્ઞાનથી સમજણ કે ભાવના ફરે છે; પણ પ્રકૃતિ એટલે મૂળ તત્ત્વોથી શરીર બંધાયું છે; તે તત્ત્વો અમુક ગુણવાળાં હોય છે. મૂળ તત્ત્વોવાળી પ્રકૃતિ ફરતી નથી. પ્રકૃતિનો નિગ્રહ થઈ શકતો નથી એટલે ઈન્દ્રિયોનો નિગ્રહ પણ થઈ શકે નહિ એ માન્યતા ખોટી છે. સંયમ વડે ઈન્દ્રિયોનો નિગ્રહ થઈ શકે છે. ઈન્દ્રિયોને ઈન્દ્રિયોના વિષયોની અનુકૂળતામાં રાગ છે અને પ્રતિકૂળતામાં દ્વેષ છે. આ રાગદ્વેષને વશ થવું નહિ.

૧૦૮ શ્લોકની ગીતામાળા નામની આ પુસ્તિકામાં ૨૩, ૪૮, ૪૯, ૫૦... શ્લોકો મનન કરવા યોગ્ય છે; તે ઉપરાંત ૭૦૦ શ્લોકી મૂળ ગીતાના ૩, ૯, ૨૩, ૨૪, ૨૫, ૨૭, ૩૦, ૩૫, ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧, ૪૨ અને ૪૩... શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે.

## અધ્યાય ૪ થો—કર્મબ્રહ્માર્પણયોગ હેતુ, રહસ્ય અને મનન કરવા યોગ્ય શ્લોકોનો સાર , ઉલ્લેખ અથવા નિર્દેશ

આ અધ્યાયમાં કર્મત્યાગ (સંન્યાસ) અને ફલાશારહિતનો કર્મયોગ— આ બે પ્રશ્નોની સમજણ આપવામાં આવી છે. વસ્તુત: ત્રીજા અધ્યાયને વધારે સ્પષ્ટ કરવા ચોથો અધ્યાય યોજાયેલો છે; પરંતુ તેમાં મહત્ત્વની વિચારણા અવતારવાદના વિષય પરત્વેની છે. આપણા દેશમાં પરંપરાથી સિદ્ધાંત દૃષ્ટિએ સ્વીકારવામાં આવ્યું છે કે જ્યારે સજ્જનોનું પીડન વધે છે ત્યારે ઈશ્વર મનુષ્યરૂપે અવતરે છે. અને ધર્મ અને કર્તવ્યપરાયણ સાત્ત્વિક શ્રદ્ધા સેવતા અને તે પ્રમાણે આચાર કરનારાનું ઈશ્વર રક્ષણ કરી ધર્મનો પુનરોદ્ધાર યુગેયુગે કરે છે અને લોકોમાં વિવેક યુકત ભકિત અને જ્ઞાનનું સંસ્થાપન કરે છે.

૧૪મો શ્લોક કહે છે કે મને કર્મફળમાં સ્પૃહા નથી એટલે મને કર્મો લેપતાં નથી— આ શ્લોકમાંથી એ અર્થ પણ નીકળે છે કે બધાનો કર્તા ભગવાન છે. મનુષ્ય તો નિમિત્તમાત્ર છે માટે કર્તાપણાનું અભિમાન આધ્યાત્મિક ઉત્કર્ષના માર્ગ આગળ વધવાનો વિચાર સેવનારે સાધકે રાખવું નહિ.

ગીતાના ચોથા અધ્યાયનો ૯મો શ્લોક મનન કરવા યોગ્ય છે. ભગવાન અજન્મા અને નિ:વિકાર છે; છતાં પોતાની માયા વડે જન્મે છે. ભગવાનનો જન્મ અને કર્મો દિવ્ય છે તેનો અપરોક્ષ અનુભવ મેળવનાર મોક્ષ પામે છે.

ગીતા ૪—૧૩માં ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા સમજાવી ખાસ ઉપદેશ એ આપ્યો છે કે સહુએ પોતાના અધિકાર અનુસાર લોકસંગ્રહાર્થે ફ્લાશારહિત કર્મો કરવાં અને કર્મોનું ફળ ભગવાનને અર્પણ કરવું.

ચોથા અધ્યાયના ૬ઠ્ઠા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે: હું અજન્મા, અવ્યય આત્મા છું. પ્રાણીમાત્રનો ઈશ્વર છું છતાં મારી પ્રકૃતિનો અધિષ્ઠાતા થઈ મારી માયા વડે હું સંભવું છું એટલે કે ઉત્પન્ન અથવા પ્રગટ થાઉં છું.

ચોથા અધ્યાયના ૪૧મા શ્લોકમાં ભગવાન કહે છે કે: યોગસ્થ થઈ કર્મસંન્યાસ કર; જ્ઞાનથી સંશયો છેદી નાખ એટલે તને કર્મો બંધન કરશે નહિ. ઘણા આગળ વધેલા ગીતાના અમુક અભ્યાસીઓ માને છે કે ચોથા અધ્યાયનો ૪૧મો શ્લોક સારભૂત છે. કેમકે જ્ઞાનથી સંશયને છેદી નાખવામાં આવે એટલે આત્મસ્વરૂપનો સહેજે અપરોક્ષ અનુભવ થાય છે.

ચોથા અધ્યાયના ૪૨મા શ્લોકમાં ભગવાન કહે છે કે: અજ્ઞાનથી ઉત્પન્ન થતા સંશયોનો આત્મજ્ઞાનરૂપી તલવારથી નાશ કરી કર્મબ્રહ્માર્પણયોગનું આચરણ કરવું.

જ્ઞાનવિજ્ઞાનની સહાય વિના સંશયોનો ઘણાંયે કે નાશ થતો નથી. આવા સંશયો આત્મદર્શન આડે માયાનો પડદો પાથરી જ્ઞાનને અંધકાર—અજ્ઞાન વડે ઢાંકી દે છે એટલે આત્મદર્શન માટે આ પડદો પૂર્ણપણે હટાવવા માટે સાધકે અતિ સાવધાનતાપૂર્વક પ્રયત્નશીલ રહેવાનું છે.

કોઈ સાધક જ્ઞાન વડે સંશયો છેદવા સમર્થ ન હોય તો પણ તેણે શ્રદ્ધાથી ભકિત ચાલુ રાખવી. ધર્મનો ત્યાગ કરવો નહિ અનુગ્રહમૂર્તિના અનુગ્રહમાં દઢ વિશ્વાસ, શ્રદ્ધા સેવતા રહી અનન્ અન્ય ભકિત કરતા રહેવું. છેવટે વહેલું મોડું અનુગ્રહમૂર્તિનું અપરોક્ષ દર્શન થશે.

સત્ ચિત્ આનંદ સ્વરૂપ પરમ્ આત્મન્ જેમ દૂધમાં ઘી વ્યાપક છે તેમ સામાન્ય રૂપે સર્વત્ર હરિ વ્યાપક છે; પરંતુ દૂધનું દહીં કરી દહીંનું મન્થન કરવાથી વિશેષરૂપે પ્રત્યક્ષ થાય છે, તેમ પરમ આત્મન્ અનન્ અન્ય ભકિત, ભાવના અને પ્રેમ અનુસાર સાકારરૂપે દેખાય છે. એવો આજ સુધીમાં થઈ ગયેલા અનેક અનન્ અન્ય ભકતોને અપરોક્ષ અનુભવ થએલા છે, એવાં અનેક દષ્ટાંતો જોવામાં આવે છે. ઈશ્વર સહુના હૃદયમાં વસેલો છે. દરેક બાબતમાં તેનું વર્ચસ્વ છે. મનુષ્યનું ઈન્દ્રિયજ્ઞાન ઘણી વખત છેતરનારું છે. પરંતુ

ઈન્દ્રિયાતીતનો અનુભવ કદી છેતરતો નથી. દુનિયાના યુગે-યુગે ઉત્પન્ન થતા અનેક સંતો, ભક્તો, આત્મદર્શીઓ અને્ અન્ય ભક્તો પૈગમ્બરોના અપરોક્ષ અનુભવનો અસ્વીકાર કરવાનું કાર્ય એ પોતાની જાતને ન માનવા જેવી મૂઢતાની પરાકાષ્ઠા છે.

૧૦૮ શ્લોકની ગીતામાળા નામની આ પુસ્તિકાના ૧૮, ૨૪, ૨૫, ૪૦ અને ૫૧ શ્લોકો મનન કરવા યોગ્ય છે. તે ઉપરાંત મૂળ ગીતાના ૬, ૯, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૩૫, ૩૯, ૪૦, ૪૧ અને ૪૨— શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે.

## અધ્યાય ૫ મો—કર્મસંન્યાસયોગ, હેતુ, રહસ્ય અને મનનયોગ્ય શ્લોકોનો સાર, ઉલ્લેખ અથવા નિર્દેશ

પાંચમો અધ્યાય ચોથા અધ્યાયના અનુસંધાનમાં વધારેલો છે. ચોથા અધ્યાયમાં અર્જુનની વિવિધ શંકાઓ અને પ્રશ્નોના ઉત્તરરૂપે છે. કર્મસંન્યાસ અને નિષ્કામ કર્મ બન્ને માર્ગો સારા છે પણ નિષ્કામ કર્મયોગ કર્મસંન્યાસથી ચડે છે. પંડિતો માને છે કે જે સ્થાન સાંખ્યો પામે છે તે જ યોગીઓ પણ પામે છે; પણ સાત્વિક બુદ્ધિવાળા મનુષ્યોને નિષ્કામ કર્મયોગ દ્વારા ભગવાનના સ્વરૂપનું દર્શન આપોઆપ થાય છે. નિષ્કામ કર્મયોગ સિદ્ધ કર્યા વિના ફલાશારહિત કર્મોનું સમર્પણ થવું મુશ્કેલ છે. જેણે યોગ સિદ્ધ કર્યો છે તેનું હૃદય પરિપૂર્ણપણે શુદ્ધ થાય છે. આવો મનુષ્ય મન અને ઈન્દ્રિયોને સહેજે વશ રાખી શકે છે કેમકે તે યોગયુક્ત વિશુદ્ધાત્મા અને સર્વભૂતનો આત્મા બન્યો છે. અને તે નિઃશંકપણે જાણે છે કે ઈન્દ્રિયો ઈન્દ્રિયોનાં કર્મોમાં વર્તે છે અને તે પોતે કશું કરતો નથી.' આવો યોગી વિદ્યાયુક્ત બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચાંડાલમાં સમદર્શી છે. ટૂંકાણમાં યોગી ભૂતમાત્રમાં પોતાને અને પોતામાં ભૂતમાત્ર જુએ છે.

માણસ જેવું કરે તેવું તેને ભરવું પડે છે, આમાં જ ઈશ્વરની કૃપા રહેલી છે. કર્મના અચલિત નિયમ અનુસાર ઈશ્વર પોતાના આધારે રહેલી પ્રકૃતિ પાસે કાર્યો કરાવે છે. ઈશ્વર અનુગ્રહમૂર્તે છે. કૃપામૃત સાગર છે; તેની ગતિ અકળ છે; અનુગ્રહ કરી ઈશ્વર પોતે પોતાના સ્વરૂપનું દર્શન આપે નહિ ત્યાં સુધી તેની અકળ ગતિ, આયોજન નિયન્ત્રણ ઈત્યાદિ સમજી શકાતાં નથી. સમદર્શી પુરુષ સમજે છે કે ઈશ્વર કલ્યાણસ્વરૂપ છે; પ્રકૃતિ દ્વારા તે જ ખરો કર્તા, ભર્તા અને સંહારકર્તા છે. માણસ તો નિમિત્તમાત્ર છે. વસ્તુમાત્રનું મૂળ ઈશ્વર છે અને ઈશ્વર પ્રકૃતિ દ્વારા મનુષ્યો પાસે જે કાંઈ કરાવે છે તેમાં મનુષ્યોનું અંતિમ કલ્યાણ છે. અને્ અન્ય ભક્ત પ્રકૃતિનાં અને મનુષ્યોનાં કાર્યમાં ઈશ્વરના અધ્યક્ષપણા દ્વારા થતું ભગવાનનું જ કાર્ય જુએ છે.

કર્મનો સમૂળગો ત્યાગ શક્ય નથી પણ કર્મના ફળનો ત્યાગ શક્ય છે. ફલેચ્છા તજી, પ્રકૃતિ અનુસાર કર્મ કરી ને કર્મનું ફળ ઈશ્વરાર્પણ કરનારા, ઈચ્છામાત્રને તજનારા

નિષ્કામ વૈરાગ્ય સેવનારા કર્મયોગી મોક્ષ પામે છે રાગદ્વેષનો ત્યાગ કર્યા વિના અખંડ શકિત મળતી નથી. યોગ મનની શાન્ત, નિર્વિકાર, સામ્ય સ્થિતિવાળા પુરુષો બ્રહ્મસ્વરૂપ જ છે સર્વ શાસ્ત્રોનો ઉપદેશ છે કે મનને વિકારરહિત નિરંતર સામ્ય સ્થિતિમા રાખવા મથન કરવું

ગીતા ૫—૧૫ અનુસાર વિભુ(વાસુદેવ) કોઈનુ પાપ કે પુણ્ય લેતો નથી. અજ્ઞાન વડે જ્ઞાન ઢકાઈ જવાથી જીવાત્માને માયા મોહિત કરે છે અને આ મોહમાથી બધી મુશ્કેલીઓ સર્જાય છે

આપણા ૧૦૮ શ્લોકની પુસ્તિકાના ૨૧, ૨૬, ૨૯— આ ત્રણ શ્લોકો મનન કરવા યોગ્ય છે, તે ઉપરાત મૂળ ગીતાના ૩, ૧૨, ૧૪, ૧૫, ૧૬, ૧૯, ૨૦, ૨૨, ૨૩, ૨૪, ૨૫ અને ૨૬ શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે.

## અધ્યાય ૬ ઠ્ઠો—આત્મસંયમયોગ (ચિત્તનિરોધયોગ) અને મનન કરવા યોગ્ય શ્લોકોના સાર, ઉલ્લેખ અથવા નિર્દેશ

આ ૬ ઠ્ઠો અધ્યાય પણ ૪થા અને પાચમા અધ્યાયના અનુસધાનરૂપે છે પાંચમા અધ્યાય સુધી જ્ઞાન(સાખ્ય)યોગ, અને નિષ્કામ કર્મયોગનું વર્ણન છે કર્મમાત્રનો ત્યાગ સંભવતો નથી, કર્મો કર્યા વિના ચાલતુ જ નથી પ્રારબ્ધયોગ થતા, પ્રકૃતિ અને સ્વભાવ અનુસાર થતા કર્મો આચરવા પડે જ છે જે ફલમા આસકિત રાખ્યા વિના આવો આચાર રાખે તે જ ખરો યોગી અને ખરો સન્યાસી છે

ચચળ મનને કયા પ્રકારે વશ રાખી શકાય, એ વિષયમા પાતજલ યોગદર્શનમા બતાવેલ ચિત્તવૃત્તિના નિરોધની તેમા ભલામણ કરવામા આવી છે, સમત્વ પામવાનું મુખ્ય સાધન કર્મમાત્ર ઈશ્વરાર્પણ ભાવનાથી અનન્ય ભાવે પરમ આત્મન્‌ની ભકિત કરે તે પરમાત્માને પામે છે આવા યોગીને અનુભવ થાય છે કે પરમાત્મા વિશ્વના પ્રાણીમાત્રમા વસેલો છે, સમદર્શી છે, કલ્યાણ અને પ્રેમસ્વરૂપ છે આવો યોગી સર્વ પ્રાણીઓમા એક જ આત્માને જુએ છે આવા યોગીઓને ઈશ્વરની માયા ચળાવી શકતી નથી. કેમકે આવો યોગી ઈશ્વરાર્પણાર્થે, યજ્ઞાર્થે, સ્વધર્મરૂપે, લોકસગ્રહાર્થે કર્મો કરી અનન્ય ભાવે કર્મોનું ફળ પરમ આત્મન્‌ને સમર્પણ કરે છે, અને પરમાત્માની ભકિત કરતો રહી પરમાત્માને પામે છે તેનામા જરા પણ ઇચ્છા અને ફલાશા અવશેષ રહેતી નથી. જે રીતે પૃથ્વી ફલાશારહિત બની જગતને ફળ આપે છે પણ કોઈ પણ ફળ પોતા માટે ઇચ્છતી નથી તે રીતે આવો યોગી ઇચ્છા કરતો નથી

પ્રવૃત્તિમાત્રનુ મૂળ ચિત્ત છે ચિત્ત દ્વારા બધમોક્ષ થતો માનવામાં આવે છે માટે ઇચ્છા— વાસના—નો ક્ષય થવો જોઈએ. અને તે વાસનાનો અભ્યાસ વડે ક્ષય થાય છે

ત્યારે તેને આત્માનુભવ થવા માટે છે અવલોકન કરવા જેવુ એ છે કે નિર્ગુણના ઉપાસકને હુ પરમાત્માથી ભિન્ન છુ એવી ભાવના થતી નથી. નિષ્કામ કર્મયોગીને સગુણનો ઉપાસક માનવામાં આવે છે, આવો સગુણોપાસક કર્મયોગી કર્મમાત્ર ઈશ્વરાર્પણ કરતો રહી, અન્ અન્ય ઉપાસના કરતો રહી પરમાત્મામા ઓગળી જાય છે જે રીતે ખાંડના પૂતળાને અમૃતના સાગરમા મૂકવામા આવે ત્યારે અમૃતરૂપ સાગરમા ઓગળી જઈ પોતાનું જુદુ સ્વરૂપ છોડી પરમઆત્મનમય બને છે

આ અધ્યાયના ૩, ૪ અને ૫ શ્લોકો અનુસાર યોગારૂઢ થવાની ઈચ્છાવાળાને કર્મ એ સાધન છે યોગારૂઢ થવાની ઇચ્છા પાર પાડી ચૂક્યો હોય તેને માટે શમ અને શાન્તિ એ સાધન છે આત્માથી આત્માનો ઉદ્ધાર કરવો, આત્મા જ આત્માનો બધુ છે, અને આત્મા જ આત્માનો શત્રુ છે ગીતા ૬ ૪૬ અનુસાર યોગી તપસ્વી કરતા, જ્ઞાની કરતા અને કર્મકાંડી કરતા ઉત્તમ છે, તેથી હે અર્જુન તું યોગી થા.

નિયતિના નિયમો અનુસાર શરીર ઉત્પન્ન થયુ છે માટે મનુષ્યોએ નિયત કર્મો કરવા, સ્વધર્મના નિયત કર્મોનો ત્યાગ કરવો નહિ. અદશ્ય, અકળ નતૂ તત્ત્વનું દર્શન સત સમાગમથી થાય છે માટે સતસમાગમ મેળવી પ્રભુના સોંપેલા કાર્યો ફળાશારહિત કરવા.

શ્રદ્ધા ઉપર સ્થાયેલા અન્-અન્ય ભક્તે જ્ઞાનયુક્ત બની પરાભક્તિ પામે તે માટે વિવેક, વૈરાગ્ય, મનોનિગ્રહ, ધ્યાન ઈત્યાદિ દૈવી સપદના ગુણોની વૃદ્ધિ થતી રહે એ માટે તદાકાર રહેવુ જોઈએ

પ્રેમ અને કલ્યાણસ્વરૂપ પરમાત્મન પુરુષોત્તમ મનુષ્યો પાસે પોતાની ગુણમયી માયા દ્વારા જે કઈ કરાવી રહે છે તેમા સહુ મનુષ્યોનુ અતિમ કલ્યાણ છે એ ભાવનાથી અને ઈશ્વરાર્પણ બુદ્ધિથી લોકકલ્યાણ માટે જે કર્મો થાય તેવા કર્મોને ઉત્કૃષ્ટ કોટિની ભક્તિ કહેલ છે

ગીતાના છઠ્ઠા અધ્યાયના ૪૫ અને ૪૬ શ્લોકો વિશુદ્ધ થએલો યોગી પરમ ગતિને પામે છે, અને તપસ્વી કરતા, જ્ઞાની કરતા, કર્મકાંડી કરતા યો ી ચડિયાતો છે, માટે હે અર્જુન તુ યોગી થા. બધા યોગીઓમા પણ જે મારામા મન પરોવીને મને શ્રદ્ધાપૂર્વક ભજે છે તેને હુ સર્વોત્કૃષ્ટ યોગી માનુ છુ

ગીતા અધ્યાય ૬ ના ૪૭મા શ્લોક અનુસાર પરધર્મ આચરવામા સહેલો હોય તો પણ તેના કરતા ચાતુર્વર્ણવિહિત સ્વધર્મ શ્રેયસ્કર છે, કારણ કે સ્વભાવસિદ્ધ ગુણ સ્વભાવ રૂપ વર્ણવ્યવસ્થા લોકસગ્રહનો હેતુ સારે છે

એકલા સંકલ્પ વિકલ્પાત્મક મનનો નિગ્રહ કરવાથી રજો અને તમોગુણથી ઉત્પન્ન થયેલા કામક્રોધરૂપી શત્રુ ઉપર વિજય મેળવી શકાતો નથી આવો વિજય ત્રીજા અધ્યા

યના ૪૨ અને ૪૩ શ્લોકોમા કહ્યું છે તે આચરવાથી મેળવી શકાય છે ત્રીજા અધ્યાયના ૪૨, ૪૩ નો સાર એ છે કે મન કરતા બુદ્ધિ પર છે, બુદ્ધિ વડે મનથી પર જવાનુ છે, પરનુ બુદ્ધિથી પણ પર એવો તો આત્મા છે માટે આત્માને બુદ્ધિથી પણ પર જાણી વિવેક, વૈરાગ્ય અને અભ્યાસ વડે મનનું સમાધાન મેળવી કામનાઓરૂપી દુર્જેય શત્રુનો નાશ કરવા માટે સતત પ્રયત્ન ચાલુ રાખ છેવટે આ દુર્જેય શત્રુનો નાશ થાય છે

અર્જુન કૃષ્ણને પૂછે છે હે કૃષ્ણ! ઈચ્છા ન હોવા છતા કોનાથી આકર્ષાઈ મનુષ્ય પાપ કરે છે? આડત્રીસમા શ્લોકમા ભગવાન જવાબ આપે છે કે રજોતમો ગુણમાથી કામ (કામનાઓ ઇચ્છાઓ) ઉદભવે છે ઇચ્છાઓ સતોષાતી નથી એટલે તેમાથી ક્રોધ ઉદભવે છે આ બન્ને મનુષ્યોને પાપ કરવા પ્રબળપણે આકર્ષે છે આ બન્નેનું પેટ ભરાતુ નથી આ બન્નેને છૂપા અને પ્રસિદ્ધ શત્રુઓ સમજવા અને તે સામે બહુ સાવધ રહેવુ જો આ સાવધાનતા રખાય નહીં તો દાબી રાખેલી ઇચ્છારૂપી આગ ભભૂકી ઊઠ છે, મતલબ કે ઈચ્છાની તૃપ્તિ થતી નથી તેમાથી ક્રોધ ઉદ્ભવે છે અને આ કામ ક્રોધ ઘણી મહેનતે બાંધેલી નિગ્રહની દીવાલને તોડી પાડી બુદ્ધિને ગ્રસિત કરી નાખે છે અને મનુષ્યને પાપ તરફ ખેંચી જાય છે

આપણી પુસ્તિકાના ૨૭, ૨૮ શ્લોકો મનન કરવા યોગ્ય છે તે ઉપરાત મૂળ ગીતાના છઠ્ઠા અધ્યાયના ૨, ૪, ૫, ૬, ૭, ૮, ૧૨, ૧૫, ૨૪, ૨૯, ૩૦, ૩૧, ૩૨ અને ૩૫ શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે

## અધ્યાય ૭—જ્ઞાનવિજ્ઞાનયોગ અને મનન કરવા યોગ્ય શ્લોકોનો ટૂક સાર અથવા નિર્દેશ

આ અધ્યાય ઈશ્વરતત્ત્વ અને ઈશ્વરભકિત સમજાવે છે છઠ્ઠા અધ્યાય સુધી ભગવાને આત્માનું સ્વરૂપ સમજાવ્યુ છે અને સારરૂપે કહ્યુ છે કે આસકિત અને ફલેચ્છા રહિત કર્મો કરે તેને સાચો જ્ઞાની, યોગી અને અનન્ય ભકત સમજવો "વાસુદેવ સર્વમ્" એ તત્ત્વ સમજાય તો પછી વિશેષ સમજવાપણુ રહેતુ નથી પરનુ વિભકત મન બુદ્ધિ અને અહકાર, આપણને અવિભકત વાસુદેવમય થવા દેતા નથી એટલે આપણને ભગવાનની કનિષ્ઠ પ્રકૃતિનો—અવિદ્યાનો સહેલાઈથી અનુભવ થાય છે, પરનુ જીવભૂતા નામની પરા પ્રકૃતિ જે આ જગતને ધારણ કરી રહેલ છે તેનો અપરામ અનુભવ અનેક જન્મના અતે થાય છે મોક્ષપ્રાપ્તિ માટે 'જ્ઞાન" અને "અન અન્ય ભકિત પરા ભકિત" બન્ને આવશ્યક છે

અધશ્રદ્ધા અને જ્ઞાનવિજ્ઞાનયુકત શ્રદ્ધામા જ્ઞાનવિજ્ઞાનયુકત શ્રદ્ધાને વધાર પડતું મહત્ત્વ ઉપરાકત લખાણમા અન્ય સ્થળે અપાઈ ગયું છે કેમકે અત્યારે આપણા

દેશની યુવાન પ્રજા પાશ્ચિમાત્ય વિજ્ઞાનીઓના સંપર્કથી આધ્યાત્મિક વસ્તુના ભોગે આધિભૌતિક વસ્તુઓ તરફ ઝડપથી દોરવાતી બની છે આવી ભાવનાનો ઝડપી ઉદય અને વિકસન આધ્યાત્મિક ઉત્કર્ષ અટકાવી રહેલ છે આ અનિષ્ટ રોકવાનો માર્ગ એ છે કે આધિભૌતિક સપત્તિ માટે આધ્યાત્મિક સંપત્તિનો ભોગ આપવો નહિ

## મહત્ત્વની વસ્તુ શ્રદ્ધા જ છે. શ્રદ્ધારહિત રહેવું તેના કરતાં અંધશ્રદ્ધા સેવવી સારું છે.

વસ્તુત. શ્રદ્ધાની શરૂઆત જગદગુરુ કૃષ્ણ જેવાનાં અને ગુરુઓનાં વચનોનુ પાલન કરવાથી અને સતોની સેવાથી—સંતોના સગથી અધશ્રદ્ધા પણ સાચી શ્રદ્ધામાં પરિણમે છે બુદ્ધિવાદી વર્ગ હમેશા નાનો હોય છે આવા લોકોની બુદ્ધિમા એક કાટાએ પ્રવેશ કર્યો છે પ્રથમ કાટાને બુદ્ધિવાદના બીજા કાટા વડે કાઢવામાં આવે છે

ચૈતન્ય અને અન્ય ભક્ત હતા બુદ્ધિમા પ્રખર હતા પ્રકાશાનંદ નામનો અદ્વૈત માર્ગી ચૈતન્યથી આકર્ષાઈ તેનો શિષ્ય થયો હતો એક દિવસ પ્રકાશાનદે શ્રી ચૈતન્યને પૂછ્યું કે, શ્રી શકરે પ્રતિપાદન કરેલ અદ્વૈત સિદ્ધાત શુ ખોટો માનવા યોગ્ય છે? શ્રી ચૈતન્ય ઉત્તર આપે છે કે, શ્રી શકર હૃદયમા દ્વૈત પર શ્રદ્ધા ધરાવતા હતા તે વાત તેમના જુદા જુદા દેવોને સબોધેલા સ્તોત્રોથી જણાઈ આવે છે

બુદ્ધિવાદના દાખલ થએલ એક કાટાથી પીડાતા એક નાના વર્ગને બુદ્ધિવાદના બીજા કાંટા વડે પ્રથમનો કાટો કઢાડી તેમને સાચે માર્ગે દોરવામા આવે નહિ ત્યા સુધી આવા પીડિત નાના વર્ગની કદી પણ મુકિત થાય નહિ શ્રી ચૈતન્યે પ્રકાશાનદને સમજાવ્યુ: જો શ્રી શકરે સૂક્ષ્મ બુદ્ધિથી અમુક વસ્તુઓ પ્રતિપાદન કરી છે તે ન કર્યું હોત તો કોઈ દિવસ બુદ્ધિવાદીઓ બુદ્ધિના પહેલા કાટાથી પીડાતા હતા તેમાથી તેનો છૂટકારો થાત નહિ— શ્રી ચૈતન્ય પ્રકાશાનદને સમજાવે છે શકર હૃદયથી ભક્ત પણ હતા અને તેના સમર્થનમા શ્રી શકરના નીચેના શ્લોક તરફ પ્રકાશાનદનું ધ્યાન ખેચે છે.

सत्यपिभेदापगमे नाथ ! तवाहं न मामकीनस्त्वम्।
सामुद्रो हि तरङ्ग क्वचन समुद्रो न तारङ्ग ॥

આર્યધર્મ કે જેને પરદેશીઓ હિન્દુ ધર્મના નામે ઓળખાવે છે તેમાં ઉત્કૃષ્ટ કોટિની સહિષ્ણુતા અને પરધર્મો પ્રતિ માન રાખવાના ગુણનો ઘણો વિકાસ થએલો છે જ્ઞાન અને યોગ કરતા આ દેશમાં ભકિતમાર્ગના અનુયાયીઓની સંખ્યા હમેશા મોટી રહેતી આવી છે

સનક, નારદ, શુક આદિ જ્ઞાની ભકતોએ ભકિતમાર્ગ શરૂ કર્યાના ઉલ્લેખો છે રામાયણ કાળમાં હનુમાન, વસિષ્ઠ, વિભિષણ અને તદ્દન અભણ શવરી આદિ ભકતો થયા હતા

મહાભારતકાળમા અર્જુન, ઉદ્ધવ, ભીષ્મ વ્યાસ, દ્રૌપદી, કુતી, વિદુર આદિ ઘણા અન્ અન્ય ભકતો હતા રામાયણ અને મહાભારત વચ્ચેના કાળમાં અબરીષ અને પ્રહ્લાદ જેવા મહાન ભકતો થયા હતા સમયના વહેવા સાથે ધર્મની ગ્લાનિ થઈ હતી ચાર્વાકો, વામમાર્ગીઓ, શાકતો, યાત્રિકો, તાન્ત્રિકો, ચુસ્ત યાજ્ઞિકો આદિ માર્ગોના નેતાઓએ સમાજમા ગૂચવાડાઓ ઊભા કરાવ્યા હતા અને આસુરી સપત્તિના લોકો સાદી સમજ-વાળા લોકોને મૂઝવી મારતા હતા

આ કાળે શ્રી શકરનુ અવતરણ થાય છે શ્રી શકરાચાર્ય હૃદયે ભકત હતા એમ તેઓના ભાવનાયુકત સ્તોત્રો વાચવાથી સમજાય છે, પણ એ સમયમા પ્રવર્તતા વિવિધ વાદોને પહોચી વળવા માટે શકરે 'બ્રહ્મ સત્યમ્ જગત મિથ્યા' એ સિદ્ધાતનુ સમર્થન કરી બુદ્ધિવાદી પ્રતિપક્ષીઓ પર વિજય મેળવેલો હતો શ્રી શકરની પ્રવૃત્તિથી સમાજમા સુવ્યવસ્થા આવી હતી ચારે દિશામા તેણે મઠો સ્થાપ્યા હતા, આટલુ છતા સમાજનો સામાન્ય ભણતર ધરાવતો અને અભણ બહોળો સમુદાય તો ભકિતમાર્ગ જ પાળતો. શ્રી શકર પછી રામાનુજ, વલ્લભ, માધવ આદિ આચાર્યોએ ભકિતમાર્ગને જબરો વેગ અને પોષણ આપ્યુ હતું શ્રી ચૈતન્યથી ભકિતમાર્ગને ઘણો વેગ મળ્યો હતો તેના કાળના સમકાલીન ભકતો પણ મહાન હતા જેવા કે તુલસીદાસ, મીરા, રૈદાસ, સનાતન, સૂરદાસ, નરસિંહ, આદિ મહાન સતભકતોએ ભકિતનો પ્રવાહ ચાલુ રાખ્યો હતો આ દેશના કરાડો માણસો, ઉપર જણાવેલા ભકતોના ઉપદેશથી દુ ખ વેઠીને પણ ધર્મપાલન કરતા રહ્યા છે આ ઘટનામા જ્ઞાનવિજ્ઞાનયુકત શ્રદ્ધા કરતા કહેવાતી અધશ્રદ્ધાએ જ મોટો ભાગ ભજવ્યો છે

રામાનુજના શિષ્ય રામાનદે ઉત્તર હિન્દુસ્તાનમા ભકિતમાર્ગનો બહોળો ફેલાવો કરી ધર્મને સજીવન રાખ્યો હતો ત્યાર પછીના મુખ્ય ભકતોમા એકનાથ, ચડીદાસ, વિદ્યાપતિ, ગીતગોવિન્દના કર્તા જયદેવ, તુકારામ આદિ ઘણા સતોએ ભકિતમાર્ગને વેગવાન બનાવ્યો હતો કુભમેળામા પચાસ પચાસ લાખ મનુષ્યો હાજર રહ છે એ હકીકત સતા અને ભકતોએ ભકિતમાર્ગને ઘણુ પોષણ આપી ભકિતનો પ્રવાહ ચાલુ રાખ્યો છે એ વાત સાબિત કરે છે

શ્રી રામકૃષ્ણ પરમહસ, શ્રી રામદાસ અને શ્રી ગાધીજીએ ભકિતમાર્ગને છેલ્લા પચોતેરેક વર્ષમા નવો વળાક અને વેગ આપ્યો હતો વિવેકાનદ અને રમણ મહર્ષિ જેવાઓએ જ્ઞાન અને પરાભકિતની એકતા સમજાવી છે ઉપરાકત સંતો—ભકતોએ ભજનો, કીર્તનો, ધર્મગ્રથોના સામાન્ય વ્યાખ્યાનો દ્વારા ગીતાના સૂક્ષ્મ સિદ્ધાતો સારી રીતે અભણ માણસોને સમજાવ્યા હતા આવા અભણ માણસો શ્રદ્ધાપૂર્વક માને છે કે આત્મા અમર છે, કોઈથી હણ્યો હણાતો નથી માણસોને ઇચ્છાઓ—વાસનાઓ છોડી કર્મો કરવાનો અધિકાર છે કર્મોના ફળ ઉપર અધિકાર નથી કર્મનુ ફળ દેનાર તો ઈશ્વર છે કરતા કારવતા ભગવાન છે

માણસ તો નિમિત્તમાત્ર છે ભગવાન જે કાંઈ કરી કરાવી રહ્યો છે તેમાં સહુનું અંતિમ કલ્યાણ છે મ ણસે કર્તાપણાનું અભિમાન છોડી ભજન કરવું અને ભગવાનને શરણે પહોંચી અન્ અન્ય ભકિત કરવી આમ કરવાથી મોક્ષપ્રાપ્તિના ધ્યેયનો હેતુ સુલભ બને છે નરસિંહ મહેતાને ઓછુ ભણેલા હતા છતાં અનન્ય ભકિત વડે ઉત્તમ કોટિનું જ્ઞાન પણ થયું હતું એ તેમનાં પદોના નીચે આપેલા ઉતારાઓથી સ્પષ્ટ થાય છે

(૧) "હુ કરુ, હુ કરુ એ જ અજ્ઞાનતા, શકટનો ભાર જેમ શ્વાન તાણે,
સૃષ્ટિનું મંડાણ (મૂળ) પહેલી પેરે (એ આંતરિક સત્ય) કોઈ જેગી
જેગેશ્વરા જાણે'

(૨) "પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ, પરમગત છે એની રે,
એ પદ ક્ષર અક્ષરની ઉપર ચિત્તમા જે તું ચેતી રે"

(૩) જાગીને જેઉં તો જગત દીસે નહીં ઊંઘમાં અટપટા ભોગ ભાસે
ચિત્તચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે,
પંચમહાભૂતપરિબ્રહ્મ વિષે ઊપજ્યાં અણુ-અણુ માંહિ રહ્યાં રે વળગી
ફૂલ ને ફળ તે તો વૃક્ષના જાણવા થડ થકી ડાળ નહીં અળગી"

(૪) "અખિલ બ્રહ્માંડમા એક તું શ્રી હરિ (જે)
જુજવે (ભાસે) અનંત રૂપે"

(૫) "બત્તી વિણ તેલ વિણ, અચળ ઝળકે સદા અનળ દીવો
નેત્ર વિણ નિરખવો, રૂપવિણ પરખવો, વણ જિહવાએ રસ સરસ પીવો
'અકળ અવિનાશી, એ નવ જાએ કાંચો અરધ ઉરધની માંહી મહાલે.
નરસૈંનો સ્વામી સકળ વ્યાપી રહ્યો પ્રેમની તાતમા (તાંતણાઓમા)
સંતો (તેને) ઝાલે" (બાંધી રાખે છે)

(૬) "કોટિ બ્રહ્માંડના ઈશ ધરણી ધરા કોટી બ્રહ્માંડો એક રોમ તારુ
મર્મ સમજ્યા વિના ભ્રમ ભાગે નહીં સગુણ સ્વરૂપ (પણ મૂળ)
નિર્ગુણ એનું"

(૬) જીવને શિવ તો આપ ઈચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા,
ભણે નરસૈં યો એ તેજ તું તેજ તું એને સમર્યાથી કઈ સંત સીધ્યા.

(૮) "વૃક્ષમાં બીજ તું, બીજમા વૃક્ષ તું, જેઉં પટાંતર એ જ પાસે,
ભણે નરસૈં યો મન તણી શોધના પ્રીત કરુ પ્રેમથી (પ્રભુ) પ્રગટ થાએ."

આ ૧૦૮ શ્લોકની પુસ્તિકાના ૩૨, ૩૩, ૫૩, ૫૪, ૫૫ અને ૫૬ શ્લોકો મનન કરવા યોગ્ય છે, તે ઉપરાંત મૂળ ગીતાના ૭મા અધ્યાયના ૧, ૬, ૮, ૧૦

૧૧, ૧૨, ૧૩, ૧૬, ૧૮, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૯ અને ૩૦ શ્લોકો મનન કરવા યોગ્ય છે

## અધ્યાય ૮—અક્ષરબ્રહ્મયોગ અને મનન કરવા યોગ્ય શ્લોકોનો ટૂંકો સાર અથવા નિર્દેશ

આ અધ્યાયમા ઈશ્વરતત્ત્વની વધારે સમજ આપવામા આવી છે ૭મા અધ્યાયના અંતે અર્જુને પૂછેલા પ્રશ્નોના આ અધ્યાયમા ઉત્તરો છે ૫મા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે જે મનુષ્ય મારુ સ્મરણ કરતો દેહ છોડે છે તેને મારો ભાવ એટલે કે પુરુષોત્તમભાવ પ્રાપ્ત થાય છે, માટે હમેશા મારુ સ્મરણ કરતો રહી કર્મક્ષેત્રમા ઝૂઝતો રહે—મારામા મન બુદ્ધિ સ્થિર રાખવાથી મને પામીશ ૩જા શ્લોક અનુસાર અક્ષર એ બ્રહ્મ છે "બ્રહ્મ" શબ્દનો ઉપનિષદોએ જે ભાવ બતાવ્યો છે તે જ ભાવનો ગીતાએ પણ સ્વીકાર કર્યો છે આ બ્રહ્મ અવ્યક્ત અક્ષર ઈત્યાદિથી પર સનાતન ભાવ છે આ સનાતન ભાવ મારુ પરમ ધામ છે આ ધામને પહોચ્યા પછી પાછા આવવાપણુ રહેતું નથી આપણા દિવસ અને રાત ચોવીસ કલાકના છે એ કાળચક્રની અંદર ચોવીસ કલાકની કશી કિંમત નથી માટે કાળના ક્ષણિક ભોગો પ્રત્યે ઉદાસીન રહેવું અને આપણી પાસે જે કાઈ થોડો સમય છે તેને ભગવાનની ભકિતમા ગાળતા રહીએ તો આત્મદર્શન થવાનુ એવી અચળ શ્રદ્ધા સેવતા રહેવું અને દરમિયાનમાં ધીરજ રાખવી. આપણા હાથમા કાઈ સત્તા નથી સત્તા રૂપ તો એક પરમ આત્મા છે પ્રેમ અને કલ્યાણસ્વરૂપ પરમ આત્મન્ જન્મમરણના ચક્રમા સુખદુ ખ આપી જીવને ફેરવે છે દઢ કરે છે અને શુદ્ધ કરે છે અને જીવ પૂર્ણ શુદ્ધ થાય ત્યારે અનુગ્રહ કરી દર્શન આપી જીવને પોતામય બનાવે છે

પરમાત્માની પ્રાપ્તિ માટે નિત્ય તેનુ સ્મરણ કરતા રહેવુ જે પોતાની ચિત્ત-વૃત્તિ જગત તરફથી પાછી ખેચી પરમાત્મામા વાળે છે તે યોગી છે જેમ જેમ સાધક વ્યવહારમાથી મન ખેચી લે છે અને વિશેષ પ્રમાણમા પરમાત્મા પ્રતિ તેનું ચિત્ત લાગતું જાય છે તેમ તેમ આ જાતનો અભ્યાસ નામસ્મરણ દ્વારા સુલભ બને છે [ચિત્ત નવરુ પડે કે તરત તેને ભગવાનના નામસ્મરણમા જોડવુ આવો નામસ્મરણનો જપ જ્યારે રૂઢ થાય છે ત્યારે મન અભ્યાસથી જપ જપ્યા જ કરે છે અને ચિત્ત બીજે જતું અટકે છે માટે સાધકે ઈષ્ટદેવ પરમાત્માના નામનો જપ કરવો ]

અવ્યક્તથી પર એવો અન્ય સનાતન ભાવ છે ને બધા પ્રાણીઓનો નાશ થતાં છતા આ સનાતન ભાવ નાશ પામતો નથી. આ અવ્યક્તને અક્ષર (અવિનાશી) કહેવાય છે પરમગતિ પણ તેને જ કહી છે જેને પામ્યા પછી પુનર્જન્મના ફેરા રહેતા નથી. આ પરમ પુરુષ અનન્ય ભકિતથી પમાય છે આ પરમ પુરુષના વિષે સર્વ ભૂતો રહેલા છે, માટે ભકિત અને વૈરાગ્યનો અભ્યાસ કરતા રહી પરમાત્માને પ્રાપ્ત કરવાના માર્ગે ગમન કરવુ

આ પુસ્તિકાનો ૧૨ મો શ્લોક મનન કરવા યોગ્ય છે; તે ઉપરાંત મૂળ ગીતાના નવમા અધ્યાયના ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૧૨, ૧૩, ૧૫, પણ મનન કરવા યોગ્ય છે.

## અધ્યાય ૯—રાજવિદ્યા–રાજગુહ્યયોગ અને મનન કરવા યોગ્ય શ્લોકોનો ટૂંકો સાર અથવા નિર્દેશ

આ અધ્યાયમાં નિષ્કામ કર્મ, પરા ભક્તિ, અને જ્ઞાન આ ત્રણ વિષેની તાત્ત્વિક ચર્ચા કરવામાં આવેલી છે

અધ્યાય ૯—૧૭, ૧૮, ૧૯મા શ્લોકોમાં ભગવાન કહે છે તેનું તાત્પર્ય: "હું આ જગતનો માતા, પિતા, પિતામહ છુ અને જગતને ધારણ કરુ છુ પવિત્ર ૐ હુ છુ ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હુ છુ બધાનુ છેવટનુ સ્થાન, આશ્રય હિતેચ્છુ, ઉત્પત્તિ, સ્થિતિનો ભંડાર અને અવ્યય બીજ પણ હુ છુ અમરતા અને મરણ, સત્ અને અસત્ આવુ સઘળુ હુ જ છુ"

(૧) પહેલા અધ્યાયમા વિશાદના કારણની તાત્ત્વિક મીમાંસા કરી અર્જુનનો ખેદ મૂળમાથી ઉચ્છેદવા માટે ગીતાના બાકીના સત્તરે અધ્યાયનો વિસ્તાર થયેલો છે (૨) બીજા અધ્યાયમા સ્વરૂપ નિશ્ચય અને કર્તવ્ય નિશ્ચય સમજાવ્યાં છે. (૩) ત્રીજા અધ્યાયમાં કર્મ સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં આવેલ છે (૪) ચોથા અધ્યાયમા પણ કર્મ સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં આવેલ છે તે ઉપરાંત ચોથા અધ્યાયમા અવતારવાદ ઉપરના ભગવાનના સ્વમુખે વદાયેલા વચનો છે (૫) પાચમા અધ્યાયમાં સર્વોત્કૃષ્ટ જ્ઞાનીની દશાનું વર્ણન આપે છે (૬) છઠ્ઠા અધ્યાયમા ચિત્તવૃત્તિના નિરોધ પૂરતો રાજયોગ સમજાવ્યો છે (૭) જ્ઞાન વિજ્ઞાન નામના સાતમા અધ્યાયમા ઈશ્વરતત્ત્વ અને ઈશ્વર ભક્તિ સમજાવવામાં આવેલ છે (૮) અક્ષર-બ્રહ્મ નામના આઠમા અધ્યાયમાં ઈશ્વર તત્ત્વની વધારે સમજ આપવામા આવેલી છે અને પરમાત્માની પ્રાપ્તિ માટે ચિત્ત વૃત્તિ જગત તરફથી પાછી ખેંચી પરમાત્મા તરફ વાળવાનો યોગ સમજાવ્યો છે (૯) રાજવિદ્યા રાજગુહ્ય નામના અધ્યાયના ૧૪મા શ્લોકથી તે છેક ૧૮મા અધ્યાયના અત સુધી વિવિધ દષ્ટિબિન્દુએ ભક્તિમાર્ગની ઉત્તમતા અને સરળતા સમજાવી છે (૧૦) દસમા અધ્યાયમાં ભગવાને સ્વમુખે પોતાની અનંત વિભૂતિઓમાથી થોડી વિભૂતિઓનુ વર્ણન આપ્યુ છે (૧૧) અગિયારમા અધ્યાયમાં વિશ્વરૂપ દર્શન વિરાટ દર્શન કરાવ્યું છે (૧૨) બારમા અધ્યાયમા અનન્ય ભક્તિ કરવાની વિવિધ રીતો સમજાવતા ધ્યાન, અભ્યાસ અને ફલાશાના સમર્પણનો ઉપદેશ આપવામાં આવેલો છે (૧૩) તેરમા અધ્યાયમા ક્ષેત્રક્ષેત્રજ્ઞનો વિષય સમજાવેલો છે (૧૪) ચૌદમા અધ્યાયમાં ત્રિગુણનું નિરૂપણ સમજાવવામા આવ્યું છે (૧૫) પુરુષોત્તમયોગ નામના પદરમા અધ્યાયમાં ક્ષરઅક્ષર પરના પુરુષોત્તમનું સ્વરૂપ

સમજાવ્યું છે. (૧૬) સોળમા અધ્યાયમાં દૈવાસુર સંપદોના વિભાગો સમજાવ્યા છે. (૧૭) શ્રદ્ધાત્રય વિભાગ નામના સત્તરમા અધ્યાયમાં ગુણોથી (સત્ત્વગુણ, રજોગુણ અને તમો ગુણોથી) ક્રિયાઓ કેવી રીતે થાય છે તેના ભેદો સમજાવ્યા છે અને (૧૮) ઉપસંહાર-રૂપે છેલ્લા એટલે કે અઢારમા અધ્યાયમા મોક્ષ અથવા તો અવિનાશી વાસુદેવ સાથેનો એકત્વ ભાવ અથવા તાદાત્મ્યભાવ સમજાવ્યો છે.

આ પુસ્તિકાના ૩૧, ૫૭.. આ બે શ્લોકો મનન કરવા યોગ્ય છે, તે ઉપરાંત મૂળ ગીતાના ૯ મા અધ્યાયના ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭ ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૬, ૧૭, ૧૮, ૧૯, ૨૩, ૩૦, ૩૧, અને ૩૪.. શ્લોકો મનન કરવા યોગ્ય છે.

## ૧૦. વિભૂતિ યોગ

અત્યાર સુધીમાં ભગવાને અર્જુનને પ્રસંગાનુસાર સગુણ ઉપાસના અને નિર્ગુણ ઉપાસના સમજાવેલ છે, પરમ તત્ત્વની સગુણ ઉપાસના અને અન્ અન્ય ભકિતના ઉપદેશની શરૂઆત ભગવાને નવમા અધ્યાયના ૧૪મા શ્લોકથી કરી હોય એમ દેખાય છે. અર્જુનના પ્રશ્ન ઉપરથી ભગવાનનાં અનેક-સગુણ રૂપ-વ્યકત રૂપનું-વિભૂતિઓનું વર્ણન આ અધ્યાયમાં શરૂ થાય છે.

જે શાશ્વત સુખ દેહી જીવાત્મા શોધી રહ્યો છે તેનો અપરોક્ષ અનુભવ અપરા પ્રકૃતિના તમસ્ ભાવ અને અંધકારને લીધે મળતો નથી; મનુષ્યોને સુખ:દુ:ખનો અનુભવ ચિત્ત દ્વારા થાય છે ચિત્ત જ સુખદુ:ખનો અનુભવ કરાવે છે. ચિત્ત બીજાનું સમજાવ્યું સમજતું નથી. ચિત્તના અરીસામાં જે ઈચ્છા કરે તે દેખાય છે. ચિત્ત પૂર્ણ શુદ્ધ થતાં આત્મસાક્ષાત્કાર થાય છે ચિત્તશુદ્ધિ માટે ભગવાને બે ઉપાયો બતાવ્યા છે. પહેલો ઉપાય એ છે કે ફલેચ્છારહિત કર્મો કરવાં. બીજો ઉપાય એ છે કે ચિત્તને સંકલ્પ-વિકલ્પ રહિત કરી આત્માનું અનુસંધાન કરવું. જગત નાશવંત છે. પરમ આત્મન્નું સ્વરૂપ સમગ્ર જગતનો નાશ થાય તો પણ જેમનું તેમ રહે છે. જેમ સાગરમાં તરંગો ઉત્પન્ન થાય છે, રહે છે અને લય પામે છે તે પ્રમાણે પરમાત્માથી જગતની ઉત્પત્તિ થયેલી છે.

નિર્ગુણનું ધ્યાન વસ્તુત: અશકય છે. સગુણની ઉપાસનામાં વ્યકતની ઉપાસના અને ધ્યાન આવે છે. વાસુદેવ પોતે જ વિશ્વરૂપ અતિ સૂક્ષ્મ અને સર્વવ્યાપક છે. આ મુશ્કેલી ટાળવા દસમા અધ્યાયમાં ભગવાનની અનંત વિભૂતિઓમાંથી મોટી વિભૂતિઓ વર્ણવી પરમ તત્ત્વનો અર્જુનને બોધ આપ્યો છે.

આ અધ્યાયના ત્રીજા શ્લોકમાં અને તે પછીના બીજા શ્લોકોમાં ભગવાન પોતાની વિભૂતિઓ કહે છે: દેવો અને મહર્ષિઓ પણ મારી ઉત્પત્તિ અને પ્રભાવ જાણતા નથી; હું

દેવોનું આદિ કારણ છું. અજન્મા છું. અનાદિ છું. વસ્તુમાત્રનું મૂળ છું. ઉત્પત્તિ અને પ્રવૃત્તિનું કારણ હું છું. સર્વ ભૂતમાં અંદર રહેલો આત્મા હું છું. બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, દમ, શમ, સુખ, દુઃખ જન્મ, મરણ, ભય; અભય, તપ, દાન, યશ, અપયશ ઇત્યાદિ મારાથી થાય છે.

અર્જુન કહે છે: તમે પરમ આત્મન્ છો. પરમ ધામ છો. પૂર્ણ શુદ્ધ છો. તમારું સાચું સ્વરૂપ તમે અનુગ્રહ કરી બતાવો નહિ ત્યાં સુધી કોઈ જાણી શકતું નથી. કેમકે બધા તમારી પછી ઉત્પન્ન થએલા છે. કૃપા કરી તમારા સ્વરૂપની વિભૂતિઓ કહો.

ભગવાન કહે છે: મારી વિભૂતિઓ અનંત છે. તેમાંથી થોડી મુખ્ય વિભૂતિઓ કહું છું: (૧) બધાં પ્રાણીઓનાં હૃદયમાં હું વસેલો છું. (૨) તેઓની ઉત્પત્તિ, મધ્ય અને અંત હું છું (૩) સર્વનું બીજ હુંજ છું (૪) સ્થાવર જંગમ કે કોઈ પણ પદાર્થ એવો નથી કે જે મારા વિનાનો હોય. (૫) ગુપ્ત ભાવોમાં મૌન હું છું. (૬) જ્ઞાનીઓનું જ્ઞાન હું છું. (૭) છળ કરનારાઓનું દ્યુત હું છું. (૮) સિદ્ધોમાં હું કપિલ છું. (૯) ગાયોમાં હું કામધેનુ છું. (૧૦) શસ્ત્રધારીઓમાં રામ હું છું. (૧૧) વૃષ્ણિઓમાં વાસુદેવ હું છું. (૧૨) પાંડવોમાં અર્જુન હું છું. (૧૩) મુનિઓમાં વ્યાસ અને નારદ હું છું. (૧૪) રાજ્યકર્તાઓનો દંડ હું છું. (૧૫) પ્રજોત્પાદન કરનાર કંદર્પ(કામ) હું છું.

આ જગતમાં જે કાંઈ થાય છે તે મારી ઇચ્છાનુસાર થાય છે–સારુંનરસું પણ હું છું. ભૂતમાત્રમાં જે ચૈતન્ય છે તે હું છું. ઇન્દ્રિયોમાં મન હું છું. શબ્દોમાં ૐ હું છું. છંદોમાં ગાયત્રી હું છું. નદીઓમાં ગંગા હું છું. વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા હું છું. હું અક્ષય કાળ છું. સર્વનો હર્તા અને ભવિષ્યનો ઉદ્‌ભવ હું છું. તેજસ્વીઓનું તેજ હું છું. યજ્ઞોમાં જપયજ્ઞ હું છું. વસ્તુત: જે કોઈ વસ્તુઓમાં પ્રભાવ કે સત્ત્વ જોવામાં આવે તે સઘળું મારા અંશથી થયું છે, અને મારા અંશથીજ હું જગતને ધારણ કરી રહ્યો છું. બધું મારામય છે. હું બધાથી અલિપ્ત છું.

મારામાં ચિત્ત પરોવી, પ્રાણને રોકી મારામાં યુકત રહી પ્રીતિપૂર્વક મારું ભજન કરનારા મારા અન્ અન્ય ભકતો મને પ્રાપ્ત કરી શકે એવો સમત્વબુદ્ધિયોગ હું આપું છું. કેમકે મારા અન્ અન્ય ભકતોએ મન, વચન અને કર્મથી પોતાનું શરીર, કુટુમ્બ, ધન, કીર્તિ આદિ સઘળું મને સમર્પણ કરી અચળ શ્રદ્ધાથી મારી ભકિત કરી છે. આવા ભકતોને હું વાસુદેવમય બનાવું છું.

આવા વાસુદેવમાં તદાકાર થએલા મારા અન્ અન્ય ભકતોમાં મારો અંશ-તણખો સ્વાભાવિક હોય છે. એ અંશ કે તણખાનો નાશ થઈ શકતો નથી. મનુષ્ય અહંકારરહિત

થઈ પ્રભુમય જીવન ગાળવા લાગે તો આપોઆપ તેઓને એકત્વનો યોગ પ્રાપ્ત થાય છે વસ્તુત દેહીઓ-જીવાત્માઓ અને પરમાત્મા જુદા નથી અને અરસપરસમા આ અંશો તણખાઓ જુદા નથી પણ એક જ છે વાસુદેવનો પ્રેમ સતત ઊભરાતો રહે છે તેની કૃપાથી દેહીને-જીવાત્માને-પોતાના-સત સ્વરૂપની-આત્મ સ્વરૂપની ગુમાવેલી સ્મૃતિ પ્રાપ્ત થાય છે જ્ઞાન એ પણ ગુમાવેલી મૂળ સ્મૃતિની પ્રાપ્તિ છે-હુ પણાની-ઇચ્છાની-તૃષ્ણાની દીવાલ પરમાત્માનુ મિલન થતા તૂટી પડે છે અને અનુગ્રહ-મૂર્તે પરમ આત્માનાં દર્શનનો અપરોક્ષ અનુભવ થાય છે

ઇચ્છાઓ-તૃષ્ણાઓ- કર્મમાથી નહિ પણ કર્મના ફળની ઇચ્છામાંથી ઉદ્ભવે છે- કર્મો સારા થતાં હોય કે નરસા થતાં હોય પણ જ્યા સુધી કર્તાપણાના અભિમાનનો નાશ થએલો નથી ત્યાં સુધી સુકૃત્યોની જાળ પણ દુષ્કૃત્યો જેટલી જ બંધન કરનારી છે, અને એ જાળ કપાઈ નથી ત્યાં સુધી શાશ્વત સુખના અંતિમ ધ્યેયની પ્રાપ્તિ થતી નથી

પરમાત્મા નિરવયવ, એકરસ, નામરૂપરહિત, અવિકારી અને સર્વવ્યાપક છે એક રસ પરમાત્મામાં અને મનુષ્યશરીરમા વસેલા આત્મામા જે ભેદ છે તે બતાવવા માટે વ્યવહારમાં સ્વીકારવુ પડે છે કે દેહી વ્યાપક વાસુદેવનો નાનામા નાનો અંશ કે તણખો છે એટલે શ્લોક ૪૧ અને ૪૨ મા કહ્યુ છે હે અર્જુન! જે જે વસ્તુ વિભૂતિવાળી, પ્રભાવવાળી અને બળવાળી હોય તે મારા તેજના અશથી ઉત્પન્ન થએલી જાણ હે અર્જુન બહુ જાણવાથી શું ફળ છે? હુ મારા એક જ અંશથી આ સમગ્ર જગતને ધારણ કરી રહેલો છુ

આ અધ્યાયનો અગીઆરમો શ્લોક કહે છે. મારા ભક્તો પ્રતિ અનુકમ્પા કરી હુ આત્મભાવમા રહી મારા જ્ઞાનદીપ વડે તેના અધકારનો નાશ કરુ છુ આ શ્લોકનું રહસ્ય સમજવા જેવું છે સાધક અવસ્થામા જગત, ચિત્ત અને પરમાત્મા આ ત્રણ હોય છે જેમ જેમ ચિત્ત જગત તરફથી ખસી પરમાત્મા તરફ જતું જાય છે તેમ તેમ ચિત્ત જગતને ભૂલે છે અને પરમાત્મમય થતું જાય છે ચિત્ત બે કાઠે વહેતી નદી જેવું છે જો તે ભોગ તરફ વહે છે તો તે જગતના ભોગ ભોગવે છે અને જો પરમાત્મા તરફ વહે તો પરમાત્માનો અનુભવ કરે છે

૨૫ મા શ્લોકમાં ભગવાને કહ્યું છે કે યજ્ઞોમા જપયજ્ઞ હુ છુ જપમાં શ્રદ્ધાની અને વૈરાગ્યની ખાસ જરૂર છે ૐ અથવા બીજા ગમે તે પ્રભુના નામનું હાર્દિક રટણ લાંબો કાળ ચાલુ રાખે તેના પર અનુગ્રહમૂર્તે જરૂર અનુગ્રહ કરી તેને પોતા ભણી આકર્ષે છે અને આધ્યાત્મિક ઉત્કર્ષના માર્ગે જપ કરનારને ઝડપથી આગળ વધારે છે

સંત અને આત્મદર્શી જ્ઞાનેશ્વર ૪૨ મા શ્લોક ઉપરની તેમની ટીકામાં કહે છે મારા સ્વરૂપમાં ઊંચનીચ એવો ભેદ નથી મારો એક અશ વિશ્વને આચ્છાદિત કરી

નાખે છે. માટે હે અર્જુન મારી હાર્દિક અન્ અન્ય ભકિત કર–ભેદ ભાવોભૂલી જા-બાળકની માફક અમૃતને ઉકાળીને અરધું સૂકવી નાખ નહિ. ઘૃતનું વ્યર્થ મંથન કર નહીં. તને જે કહ્યું તે તારી કસોટી માટે કહ્યું હતું પણ હવે મને લાગે છે કે મારા કહેવાનો ગુહ્ય ભાવ તું સમજ્યો છે.

છેવટે અર્જુને કહ્યું : હે પ્રભો ! તમે જે કહ્યું તે તમારી મહત્તા વધારે છે. સર્વ જગત ઈશ્વરમય છે એવું જ્ઞાન ઉત્પન્ન થતાંની સાથે જ ઈશ્વરને જાણનાર પણ તદ્રૂપ થઈ જાય છે. તેના મનમાંથી ભેદનો પૂરેપૂરો લોપ થાય છે. અર્જુનના ઉત્તરથી ભગવાનને આનંદનું પૂર આવે છે. ભગવાન આલિંગન આપે છે અને ભેદ ટાળી દઈને સાક્ષાત્કાર કરાવે છે.

અધ્યાય ૧૦માં આપણી પુસ્તિકામાં આવેલા ૪, ૧૯, ૨૦, ૫૮ અને ૫૯ એટલે કે પાંચ શ્લોકો મનન કરવા યોગ્ય છે; તે ઉપરાંત મૂળ ગીતાના ૧, ૨, ૩, ૬ ૮, ૯, ૧૨, ૧૪, ૧૭, ૧૮, ૧૯, ૩૨ અને ૩૯ પણ મનન કરવા યોગ્ય છે.

## ૧૧ : વિશ્વ(વિરાટ)રૂપ દર્શન માટે

દસમા અધ્યાયને અંતે ભગવાને અર્જુનને કહ્યું હતું : હું મારા એકજ અંશથી વિશ્વને ધારણ કરી રહ્યો છું. હું જ કર્તા, સંહર્તા અને અવિનાશી છું. આ વચનોથી અર્જુનને વિશ્વરૂપ જોવાની ઈચ્છા–જિજ્ઞાસા–પિપાસા થાય છે. એટલે અર્જુન કહે છે કે તમારું વિરાટ સ્વરૂપ સહેલાઈથી જોવાની મારામાં યોગ્યતા છે એમ તમને જણાતું હોય તો કૃપા કરી મને તમારા ગુહ્ય સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન આપો. બાળકનું કલ્યાણ કયાં રહ્યું છે એ વસ્તુ બાળક કરતાં માતાપિતા વધારે જાણે છે. મારી યોગ્યતા કે અયોગ્યતાની સમજ પડતી નથી. પોતાના સુપાત્ર મિત્ર અને શિષ્યની માગણી સંતોષવા અર્જુનને ભગવાન દિવ્ય ચક્ષુ આપે છે કેમકે સામાન્ય ચર્મચક્ષુથી વિરાટ સ્વરૂપની ઉગ્રતા અને તેજસ્વીતા સહન થઈ શકતાં નથી.

આ અધ્યાયનો સાતમો શ્લોક ઘણો મહત્ત્વનો છે. સાતમા શ્લોક અનુસાર એકજ તત્ત્વનું અનેક રૂપોમાં દર્શન થાય છે કેમકે એકપણું કે અનેકપણું એવો ભેદ પરમ તત્ત્વમાં છે જ નહિ. જો અંશરૂપ જીવ અંશી ઈશ્વરનું અપરોક્ષ દર્શન પ્રાપ્ત કરે તો જગતમાં રહેલી ભીષણતા, સંહારો આદિનો ભય રહેતો નથી આવો અપરોક્ષ અનુભવ મેળવવામાં બે વસ્તુઓની જરૂર છે: અન્ અન્ય ભકિત અને ગુરુકૃપા. વસ્તુત: સાચો ગુરુ વાસુદેવ કૃષ્ણ છે. અનુગ્રહ કરવો એ તેનો સ્વભાવ છે. એટલે તેને અનુગ્રહમૂર્તિ કહેવામાં આવે છે. અનુગ્રહ કરી વાસુદેવ કૃષ્ણ અપરોક્ષ દર્શન આપે નહિ તો કોઈને સાચા તત્ત્વનો અનુભવ બીજા કોઈ પાસેથી મળી શકે નહિ કેમકે

બીજા બધા સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યાર પછીના છે. જ્યારે વાસુદેવ તો પૃથ્વીની ઉત્પત્તિ પૂર્વના અને નિત્ય છે.

આ અધ્યાયમાં વિશ્વરૂપ બનેલ પરમાત્માનું દર્શન કેમ પ્રાપ્ત થાય અને પરિણામી જગત કઈ રીતે અપરિણામી પરમાત્માથી વિસ્તાર પામ્યું છે તેનો બોધ છે. સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે પરમાત્મા સિવાય કોઈ પ્રકારનું જીવન નહોતું. પરમાત્માએ પોતે જ પોતાના જ સંકલ્પ વડે આણુએ અણુઓમાં પ્રવેશ કરી અણુએ અણુને જીવન આપ્યું છે.

અજ્ઞાન દશામાં જગત અને ભગવાન જુદાં ભાસે છે, વસ્તુત: જુદાં નથી. જ્ઞાન પર અજ્ઞાનનો અંતરપટ આવી ગયો છે. એટલે જગત અને ભગવાન જુદાં ભાસે છે. દૃષ્ટિ પર આવી ગયેલાં પડળ દૂર થાય તો સમજાવા માંડે છે કે જગત એટલે ભોગનો સમુદાય– ચિત્ત ભોગની ઇચ્છાવાળું હોય ત્યાં સુધી ચિત્તને માત્ર જગત જોવામાં આવે છે. ચિત્તમાં ઈશ્વરનાં દર્શનની ઇચ્છા–જિજ્ઞાસા–પિપાસા હોય તો ચિત્ત ભગવાનમાં જ રોકાયેલું રહે છે. અને પરિણામે ભગવાનનો અનુગ્રહ મળે છે અને અપરોક્ષ દર્શન થાય છે.

અર્જુન ઉચ્ચ કોટીનો અધિકારી હતો પરંતુ વિરાટના પ્રત્યક્ષ દર્શનની ભગવાન પાસે માગણી કરી ત્યાં સુધી અર્જુન દેશ, કાળ અને વસ્તુ(Time, Space and Nation)ના પરિચ્છેદોથી પર(beyond)પહોંચ્યો નહોતો એટલે વિશ્વરૂપ બનેલ ભગવાનું રુદ્ર, સંહારક અને ભીષણ રૂપ જોઈ ગભરાઈ ઊઠે છે. એટલે અર્જુન ભગવાનને પૂછે છે: તમે કોણ છો? તમે આવું ભીષણરૂપ શા માટે ધારણ કર્યું છે? ઉત્તરમાં ભગવાન કહે છે: હું મૂર્તિમંત કાળ છું. રણસંગ્રામમાં એકઠા થએલા યોદ્ધા જેવા કે દ્રોણ, ભીષ્મ આદિને મેં પ્રથમથી જ મારી મૂકેલા છે માટે તું નિમિત્તરૂપ થઈ તેમને માર અને ધર્મ તરીકેનું તારું કર્તવ્ય કર. અર્જુન કહે છે કે તમે કાળ છો અને તમે બધાને મારી મૂકેલા છે એવાં વચનો સાંભળી મને આશ્ચર્ય અને ગભરાટ થાય છે, કેમકે તમારું કર્તવ્ય તો સહુનું રક્ષણ કરવાનું છે. તમે અવિનાશી છો. તમે પુરુષ પ્રકૃતિના મૂળ બીજરૂપ છો. આદિમધ્યાન્તરહિત છો: જગતનો આધાર છો. પુરાણપુરુષ છો. ધર્મના રક્ષક છો. જગન્નિવાસ છો. જગતના આશ્રય છો અને સહુમાં વ્યાપી રહેલા છો

કૃષ્ણ કહે છે: વસ્તુમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર મારા થકી જ થાય છે. બન્ને પક્ષોના યોદ્ધાઓનો કાળ ભરાઈ ચૂક્યો છે; અને તેઓ નજીક આવી પહોંચેલા કાળના મુખમાં છે. તેમનું મૃત્યુ અનિવાર્ય બન્યું છે.

અર્જુન કહે છે: હું ગભરાઈ ઊઠયો છું માટે મને તમારું ચતુર્ભુજ સૌમ્ય સ્વરૂપ બતાવો. કેમકે તમારા ભીષણ સ્વરૂપમાં મારે તમને કેવી રીતે ભેટવું? ભગવાને કહ્યું:

તારા ઉપર પ્રસન્ન થઈને મેં તને મારું વિશ્વરૂપ બતાવ્યું. દર્શનથી, દાનથી, તપથી કે બીજી કોઈ રીતે મારું દર્શન થતું નથી. મારા સાચા સ્વરૂપનું દર્શન દેવો માટે પણ દુર્લભ છે. તું બાળકના જેવી માગણી કરે છે. મારા સાચા સ્વરૂપનાં દર્શનથી ભયભીત થા નહીં, એના કરતાં કોઈ વસ્તુ વધારે ઉત્તમ નથી. તને અમૃતથી ભરેલો સાગર પ્રાપ્ત થયો તેમાં ડૂબી મરીશ એવો ભય અને મૂર્ખાઈ તને થાય છે જે મૂરત્વની પરાકાષ્ઠા છે. તને કામધેનુ પ્રાપ્ત થાય છે તો તેનું પોષણ શી રીતે કરી શકીશ એવા વિચારો લાવી તે કામધેનુનો તું અસ્વીકાર કરે છે. તું અંગને છોડી પડછાયાને આલિંગન આપવાની મૂર્ખાઈભરેલી વાતો કરે છે: મારું સાચું સ્વરૂપ તેં જોએલું નહિ એટલે તને ભીતિ થઈ આવી છે. આ ભીતિ છોડી દે. પછી કૃષ્ણે વિશ્વરૂપનો લોપ કરી સૌમ્ય ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કર્યું.

ભગવાન પોતાનો હેતુ અવશ્ય સિદ્ધ કરે છે—મનુષ્ય તેમનો હેતુ અટકાવી શકતો નથી. ભગવાન કહે છે કાળરૂપે મારે જૂના ઘસાઈ ગયેલા દેહોનો નાશ કરી નવું સર્જન,—સંસ્થાપન કરવું છે. મારી દૈવી શકિતના હાથમાં તું તો માત્ર નિમિત્ત છો. શુદ્ધ સાત્વિક બુદ્ધિ વડે ફલાશા ત્યાગી, યોગસ્થ થઈ, તારે ધર્મયુદ્ધ કરવું.

ઈશ્વરના કાળરૂપનું મનન અને સૂક્ષ્મ વિચારણા કરતા રહી તારે તારી જાતને એ વિકરાળ રૂપના મુખમાં હોમવાની છે. પ્રતિક્ષણે કાળનું કામ ચાલ્યા જ કરે છે, કાળચક્ર ક્ષણ વાર પણ બંધ પડતું નથી. દીન ભાવે ભગવાનમાં શ્રદ્ધા રાખી તેનું શરણ શોધતા રહેનાર ભકતને કાળ સ્વરૂપનો ભય રહેતો નથી પણ શાન્તિ પ્રાપ્ત થાય છે.

૪૦ મા શ્લોકમાં અર્જુને કહ્યું: તમારું વીર્ય અનંત છે. તમે જ સહુને આવરી રહેલા છો. તમે સર્વેશ્વર સર્વવ્યાપક પરમ આત્મન્ છો. ભગવાન કહે છે: તને મારામાં અને મને તારામાં જેવાનો અભેદ તારે પ્રાપ્ત કરવાનો છે. વસ્તુમાત્રમાં તારી જાતને જોવાની ટોચે પહોંચી તારે જીવ, જગત અને ઈશ્વરની એકતાનો અપરોક્ષ અનુભવ મેળવવાનો છે. મારા વિષેનું જ્ઞાન, મારું પ્રત્યક્ષ દર્શન અને મારામાં પૂર્ણપણે પ્રવેશવાનું મારી અન્ અન્ય ભકિત વડે થાય છે. માટે અન્ અન્ય ભાવે, મારા અર્થે, મારા પરાયણ રહી આસકિત છોડી, ભૂતમાત્રમાં નિર્વેરી રહી, સમત્વબુદ્ધિથી કર્મો કર. તેમ કરવાથી તું મને પામીશ.

૪૭ મા શ્લોકમાં ભગવાને અર્જુનને કહ્યું છે: મારા "આત્મયોગ"થી એટલે કે મારા યોગસામર્થ્યથી મેં તને મારા તેજોમય અને અનંત વિશ્વરૂપ દર્શનનું અનુગ્રહ કરીને દર્શન દીધું છે જે દર્શન આ જગતમાં બીજા કોઈને થયું નથી. આ શ્લોકમાં "આત્મયોગ" શબ્દ ઘણો અર્થસૂચક છે—ભગવાન "આત્મયોગ" સાધી, અનુગ્રહ કરી,

ભગવાને આ અધ્યાયના આઠથી બાર સુધીના શ્લોકોમા કહ્યું છે જો તુ તારુ ચિત્ત મારામા યોગ વડે સ્થિર રાખવા અશકત હો તો તુ મને અભ્યાસયોગ વડે એટલે કે નામ સ્મરણના શબ્દાયુકત અભ્યાન વડે અને હાર્દિક ભાવે ચિત્તવૃત્તિનો નિરોધ કરી ધ્યાન વડે પામવાની ઉત્કટા રાખ આવો અભ્યાન પણ જો તું કરી શક્તો ન હો તો મારા નિમિત્તે કર્મ કર્યા કર અને એ પણ ન બને તો કર્મના ફળની ઈચ્છા ત્યાગ અને તારે ભાગે જે કામ આવે તે કર્યા કર

જેમ નદીના પાણીનો વેગ (Velocity) વર્ષાઋતુમા વધે છે અને કાંઠાઓ ઉપર જળ ફરી વળે છે તેમ અન્ અન્ય ભકતોનો ભગવાન પરનો વિસ્તૃત પ્રેમ છલકાઈ ઊઠે છે આવા ભકતોના જૂના કર્મો બળી ભસ્મ થઈ જાય છે, અને કર્મનું વૃક્ષ મૂળમાથી ઊખડી પડે છે એટલે કર્મના બીજો સુકાઈ જઈ નાશ પામે છે બધા કર્મોનો કરતા કારવતા ભગવાન છે મનુષ્યને નિમિત્ત બનાવી ભગવાન પોતાના અધ્યક્ષપણા વડ બધુ કાર્ય પ્રકૃતિ પાસે કરાવે છે માટે કર્તાપણાનુ અભિમાન અને ફલાશા ત્યાગી જગતનો આવશ્યક વ્યવહાર કરવો

કર્તાપણાનુ અભિમાન અહમ્ વડે થાય છે પણ સત્ ઈશ્વર વિના અહમ્ પોતાના જોરે કાઈ કરી શકતો નથી જીવ, જગત અને ઈશ્વર અનત સ્વરૂપ અક્ષર પુરુષોત્તમના આધારે જુદા ભાસે છે 'એકમ સત્ વિપ્રા બહુધા વદન્તિ"– ઋગ્વેદ ૧ ૧૬૪ ૪૬ અનુસાર સત રૂપ પરમેશ્વર અનુગ્રહ કરી અપરોક્ષ દર્શન આપે નહીં તો સાધક ભકત મોક્ષ પામે નહીં પુરુષની દેહબુદ્ધિ અતિ દઢ થએલી હોય છે તેમને હમેશા પોતે પરમેશ્વરથી જુદો છે એમ લાગ્યા કરે છે તેને વાસુદેવાત્મૈકયનો અનુભવ થતો નથી ભગવાન વાસુદેવ કૃષ્ણમા જરા પણ અહમ્ નથી તેથી તે સહુ પ્રાણીઓ અને વસ્તુઓને વશ રાખે છે આગળ વધેલા અન્ અન્ય ભકતમા "અહમ"નો નાશ થઈ જાય છે આવો ભકત વિશ્વને વાસુદેવમય જુએ છે

અજ્ઞાનથી જેનુ જ્ઞાન ઢકાઈ ગયેલુ છે તેને દલીલ વડે ઈશ્વરના અસ્તિત્વનું જ્ઞાન આપી શકાતુ નથી કેમકે ઈશ્વર મન, બુદ્ધિ, વાણી અને ઈન્દ્રિયોથી પર છે "ઈશ્વર છે" એવા લખાણમા યગ ઈન્ડિયાના તા ૧૧ ૧૦-૨૮ ના અકમા સ્વ મહાત્મા ગાધીજી ઈશ્વરની ઓળખ આપતા કહે છે "મારી આસપાસની સકલ સૃષ્ટિ પલટાયા કરે છે, હમેશ નાશ થતો રહે છે, છતા એ બધા વિકારો અને પલટાઓ પાછળ એક અવિકારી, સ્થિર, સર્વને ધારણ કરવાવાળી, સર્વનુ સર્જન કરવાવાળી, સર્વનો વિલય કરવાવાળી, અને સર્વનું ફરી સર્જન કરવાવાળી એક ચેતના—સત્તા રહેલી છે, એવી મને આછી આછી ઝાખી થયા કરે છે, સર્વને વ્યાપી રહેલી એ સત્તા અથવા આત્મા તેજ ઈશ્વર છે કેવળ ઈન્દ્રિયો દ્વારા જેનું મને જ્ઞાન થાય છે તેમાનું કાઈ ટકવાવાળુ નથી અથવા ટકવાનું સામર્થ્ય ધરાવતુ નથી, તેથી તેજ એક છે, એક માત્ર તેની જ હયાતી છે"

ભક્તિ બે પ્રકારની છે, પહેલા પ્રકારની ભક્તિમાં સાધક ભક્ત વ્યક્તિગત પ્રયત્નશીલતાને અગ્રસ્થાન આપે છે આ પ્રયત્નશીલતામા ન સમજી શકાય તેવો અંતર્ગત સૂક્ષ્મ અહમ ભાવ રહેલો છે, આ પ્રકારના ભાવને "મર્કટભાવ" કહે છે સાધક અપક્વ હોય છે ત્યા સુધી તેનામા "મર્કટભાવ" રહે છે

પરંતુ જે ભક્તોમા શ્રદ્ધાનો અતિ વિકાસ થયો હોય છે અને જે ભક્ત પક્વ અને શુદ્ધ થએલો હોય છે તેનુ વર્તન સહેજે 'માર્જારભાવ' વાળું બને છે બીજા પ્રકારના ભક્તો બિલાડીના બચ્ચા જેવી ભગવાનમા દઢ શ્રદ્ધા—ભાવના રાખે છે બચ્ચુ 'મીઆઉં' ઉચ્ચારે છે એટલે તેની માતા ગમે ત્યાથી આવી તેની રક્ષા કર છે

ભક્તિમાર્ગના અનુયાયીઓ વિભૂતિ અને કુમકુમ લગાડે છે વિભૂતિ લગાડવા પાછળ એ ભાવના રહેલી છે કે જ્ઞાનાગ્નિમા અહકાર ભસ્મ થઈ જાય કુમકુમ, ચાલો કે તિલક કરવા પાછળ એ ભાવના રહલી છે કે દેહબુદ્ધિ ભસ્મ થાય

સાધક ભક્તે ધૈર્ય અને શ્રદ્ધા દઢ કરવા જોઈએ (૧) જ્યારે ધાર્યા પ્રમાણે કરલા આધિભૌતિક કર્મોનુ ફળ ન મળે ત્યારે આપણે સમજવુ જોઈએ કે આપણે જે કર્મો કરીએ છીએ તેના ફળનો આધાર આપણા પ્રયત્ન પર નથી પણ ઈશ્વરના અનુગ્રહ ઉપર છે (૨) ભાગ્ય, વિધિવિધાતાનો અર્થ પૂર્વમા ભૂતકાળમા કરલા કર્મો એવો છે (૩) ઈશ્વરનો અનુગ્રહ [કે જે વિના મોક્ષ સભવિત નથી] જો સાધક ચાહતો હોય તો તેણે કોઈ પણ ભૂત પ્રાણીઓનો [અનિવાર્ય ફરજ આવી પડે નહિ ત્યા સુધી] વધ કરવો નહિ કેમકે વધ કરલા પ્રાણીઓને પાછા સજીવન કરવાની તેનામાં શક્તિ નથી (૪) અચળ તદ વસ્તુને દઢતાથી વળગી રહવામા આવતુ નથી તેમાથી હુ જીવ છુ એવી ભ્રાંતિ થાય છે, માટે સાધકે જીવભાવ ત્યાગી પરમાત્માની અચળતા ઉપર દઢ શ્રદ્ધા ભાવના રાખવી (૫) જીવભાવ પરમ આત્મનો અશ અથવા તણખો છે આવા તણખાનો આધાર અશી પરમ આત્મન્ પર છે માટે અચળ પરમઆત્મન્ ઉપર દઢ શ્રદ્ધા—ભક્તિ—ભાવના રાખીને મનોનાશ કરવા પ્રયત્નશીલ રહેવુ

બારમા અધ્યાયના બારથી વીસ સુધીના શ્લોકો અમૃતરૂપ છે અને અન્ય ભક્ત ત્રણે ગુણો (તમસ, રજસ્ અને સાત્ત્વિક) ને ઓળગી જઈ ત્રિગુણાતીત થાય છે આખો અધ્યાય અમૃતરૂપ છે, તેનુ ફરી ફરી વાચન અને મનન મનુષ્યને મૃત્યુમાથી અમૃતભણી તીવ્ર વેગથી આગળ વધાર છે માટે પરમ આત્મન પ્રીત્યર્થ કર્મો કરવા ફળની આશા તજવી પરમાત્માની વિભૂતિઓમા ધ્યાન રાખવુ નામસ્મરણનો અભ્યાસ દઢ શ્રદ્ધા ભાવના સાથે અહોનિશ કરતા રહવુ આવા પ્રકારનુ જીવન ગાળનાર સાધક ભક્તની મનોદશા એવી બની જાય છે કે તેનામા 'હુંનુ પણુ' અને કર્તૃત્વાભિમાન જરા પણ રહેતુ નથી

દેહ ક્ષણભગુર છે તડ પડલા માટીના ઘડામાથી જેમ પાણી વહી જઈ ખૂટી જાય છે તે પ્રમાણે જીવન પણ ખૂટી જાય છે માટે મૂઢત્વ છોડી ધનસચયની વૃત્તિ તજવી—ધન સચયમા સુખ નથી જ્યાર ધન મળે છે ત્યાર સામાન્ય સુખ થાય છે પણ જ્યાર વિજળીવગે

તે ચાલ્યું જાય છે ત્યારે દારુણ દુ:ખ થાય છે. ધનસંચય પિતાપુત્ર વચ્ચે, ભાઈભાઈ વચ્ચે, અને પતિપત્ની વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરાવે છે. દુનિયાના કામનું નિપુણપણું 'પુનરપિ જનનમ્ પુનરપિ મરણમ્'ના વિષયકમાંથી છૂટવા દેતું નથી. મોક્ષપ્રાપ્તિ માટે વિવિધ માર્ગો છે. પરંતુ જે માર્ગમાં જન્મ થએલો હોય તે માર્ગ ઊતરતો હોય તો પણ તેને વળગી રહેવું—પરધર્મભયાવહ છે. માણસ તેની પ્રવૃત્તિથી જે કાંઈ મેળવે છે તે તેની કમાણી નથી પણ ભગવાનનું દાન છે. જે મનુષ્ય ભગવાને આપેલી વસ્તુ ભગવાનને સમર્પણ કરતો નથી એ સમાજનો દ્રોહી અને ચોર છે.

આધિભૌતિક શરીર નાશવંત છે. ફક્ત ભગવાન જ અવિનાશી છે. માણસનું વિત્ત પડેલા ચીલાઓની બહાર જઈ શકતું નથી. હંમેશા બહિર્મુખ રહે છે. અંતર્મુખ થયા વિના અનુગ્રહમૂર્તેનું પ્રત્યક્ષ દર્શન અને મોક્ષપ્રાપ્તિ થઈ શકતાં નથી.

સંત તુકારામે પ્રાર્થ્યું છે: હે પ્રભુ! મને ઘર વિનાનો, ધન વિનાનો અને કુટુમ્બ વિનાનો કરી નાખ જેથી હું માત્ર તારા એકલાનું જ ધ્યાન ધરી શકું. જેમ કાચબો પોતાનાં અંગોને પોતાની અંદર સમેટી લે છે તે રીતે તારા પવિત્ર નામરૂપને મારા હૃદયમાં સમેટી લીધું છે.

શ્રીરામાનુજ કહે છે: ભગવાન વ્યકત પણ છે અને અવ્યકત પણ છે. હું હમેશાં તને મારામાં જોઉં અને તું તને મારામાં જો એટલું કરવાની કૃપા કર!

કહે કબીર કર્તવ્ય કછુ ના રહા,
રોમ હી રોમ જબ નામ ચીન્હા"

"મોકો કહાં ઢૂંઢે બંદે,
મેં તો તેરે પાસ મેં
ના તીરથ મેં ના મૂરત મેં,
ના એકાન્ત વાસ મેં.
કહહિં કબીર સુનો ભાઈ સાધો,
મેં તો હું વિશ્વાસ મેં."

× × ×

પાની મેં મીન પિયાસી, મોહિ સુન સુન આવૈ હાંસી.
આત્મજ્ઞાન બિના નર ભટકે, કોઈ મથુરા કોઈ કાશી."

સ્વ. શ્રી. રવીન્દ્રનાથ ટાગોરે, કબીરનાં ૧૦૦ ભવ્ય અને રહસ્યપૂર્ણ કાવ્યોનું એક પુસ્તક પ્રસિદ્ધ કરેલ છે. આ કાવ્યોમાંથી થોડાંની પહેલી લીટી જ આપી છે અને થોડાંનો કાંઈક સાર આપ્યો છે.

(ક) "ચંદા ઝલકે યહ ઘટ માંહિ:"

ચન્દ્ર મારા શરીરમાં પ્રકાશી રહ્યો છે, પણ મારી અંધ આંખો તેને જોઈ શકતી નથી.

મારા હૃદયમાં અનાહત નાદ નિરંતર ગુંજી રહ્યો છે પણ મારા બહેરા કાન તેને સાંભળતા નથી.

જ્યાં સુધી મનુષ્ય મારા–તારાપણાની પાછળ પડ્યો છે ત્યાં સુધી તેનાં કાર્યો નકામાં છે.

(ખ) "સાધો, બ્રહ્મ અલખ લખાયા"

જે વસ્તુ અગોચર છે તે જ્યારે બ્રહ્મ દર્શન આપે છે ત્યારે દેખાય છે. અનંતમાંથી અનંત આવે છે અનંત અંતવાળી વસ્તુઓ પ્રતિ આગળ વધે છે–પરમ આત્મન્ પરમ આત્મન્માં જ દેખાય છે અને તેમાં રહેલ એક અતિ સૂક્ષ્મ કેન્દ્રનું દર્શન થાય છે.

(ગ) "નિશ દિન ખેલત રહી સખીયાં સંગ:"

(ઘ) "જાંહ ખેલત વસન્ત રિતુરાજ:"

(ચ) "ગૃહ ચંદ્ર તપન જોત ભરત હૈ:"

આ ભવ્ય અને લાંબા કાવ્યનો ટૂંકસાર :

(૧) જ્ઞાની ભકતના હૃદયમાં બે વસ્તુ એક સાથે રહેલી છે: તીવ્ર આસકિત અને તીવ્ર અનાસકિત: આ બન્નેનો સંગમ ગંગાયમુનાના સંગમ જેવો છે.

(૨) પ્રેમના સમુદ્રમાં ઊંડી ડૂબકી માર, જેથી જીવનમરણનો ભય જશે અને ભૂલોની પરંપરા બંધ થશે.

(૩) જીવન અને મૃત્યુ વચ્ચે વસ્તુત: જુદાપણું નથી.

(૪) ચીલા વિનાના રસ્તે ગમન કરી હું એ સ્થળે પહોંચ્યો છું કે જે દેશ તદ્દન દુ:ખરહિત છે.

(૫) ઘણા તેને અપ્રાપ્ય અને અગોચર કહે છે પણ હું તેને મારા ધ્યાનમાં દષ્ટિ વિના જોઉં છુ.

(૬) જેને જાણી મૂર્ખાઓ ડાહ્યા બને છે અને ડાહ્યા વાણીરહિત બની જાય છે અને મૌન અનુભવે છે, ત્યાં ભૂલ પ્રવેશી શકતી નથી અને જીવનકલહનો અંત આવે છે.

(છ) "સાધો સહજ સમાધિ ભલી:"

આ કાવ્યમાં આત્મૈક્યના સ્વાનુભવનું અદ્દભુત અને અનુપમ વર્ણન આવે છે.

(જ) "તરુવર એક મૂળ બીન ઠાડા:"

એક એવું વૃક્ષ છે કે જે મૂળિયારહિત હોવા છતા ઊભુ રહે છે અને ફળ આપે છે આ વૃક્ષમાં બે પક્ષીઓ છે: એક ગુરુ અને બીજો શિષ્ય. શિષ્ય કડવામીઠાં ફળ ખાવાનું પસંદ કરી સુખ દુઃખ ભોગવે છે, જ્યારે ગુરુ કાંઈ કરતો નથી સાક્ષી જેવો બની બધું જુએ છે અને નિત્ય આનંદમા રહે છે

(ઝ) "સુખ સાગર મેં ઇ એઈક."

હે મૂઢ! ઝાંઝવાના જળ પાછળ દોડ નહિ ધ્રુવ, પ્રહ્લાદ, સુખદેવ અને રઈદાસે એ સાગરનું અમૃત પ્રેમથી પીધેલુ છે અને હમેશા પીવા માટે પ્રેમપિપાસા રાખેલી

હે ભાઈ! તું બંધનની જાળ વણી રહ્યો છે તું આશાઓ–ઇચ્છાઓનો ભાર તારા શિર પર ખેંચે છે ત્યા સુધી તું કઈ રીતે હવા જેવો હળવો થઈ ઊડી શકે?

"મુરલી બાજત અખંડ સદાયે:"

(ટ) "તુ સુરત નાઈ નીહાર"

ગુરુને શરણે જા! ગુરુ તને આસક્તિ અને અનાસક્તિનું રહસ્ય સમજાવશે ત્યારે તુ બન્નેથી પર જઈ શકીશ તેણે તેનુ પ્રેમમય સ્વરૂપ આખા વિશ્વમા પ્રસાર્યું છે કરોડો સૂર્યનો પ્રકાશ પણ તેના દિવ્ય તેજ પાસે ઝાંખો બને છે મૂગાએ મિષ્ટ વસ્તુ ચાખી છે પણ શી રીતે તે તેનુ વર્ણન કરે?

## ૧૩ : ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ વિભાગ યોગ

પરમેશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરતા રહેવાથી અને કર્મનું ફળ ભગવાનને સમર્પણ કરી શ્રદ્ધાથી અન અન્ય ભક્તિ કરવાથી મોક્ષ મળે છે એમ બારમા અધ્યાયમા સમજાવવામા આવ્યુ છે, પરન્તુ જ્ઞાન વિજ્ઞાન નામના સાતમા અધ્યાયથી જ અન્ અન્ય ભક્તિની ઉત્તમતાનો નિર્દેશ કરેલ છે. પરમ આત્મન્‌ના સ્વરૂપની વિશેષ સમજ મળે અને પરમ આત્મનના અધ્યક્ષપણા દ્વારા પરમ આત્મન્‌ને અધીન પ્રકૃતિ, વ્યક્ત પદાર્થો, કઈ રીતે નિર્માણ કરે છે તે વિષય તેરમા અધ્યાયમા વધારે સમજાવવામા આવ્યો છે ત્યાર પછીના અધ્યાયોમા ત્રિગુણ નિરૂપણ, ક્ષર અક્ષર પરના પુરુષોત્તમનું તાત્ત્વિક સ્વરૂપ, દૈવી અને આસુરી સંપદ, સત્ત્વ, રજ અને તમ આ ત્રણ ગુણથી થતી ક્રિયાઓના ભેદ અને છેવટે વાસુદેવ સાથેના તાદાત્મ્ય ભાવ દ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે એમ નિશ્ચિત મત આપી ભગવાને સ્વમુખે પરાભક્તિની ઉત્તમતા સિદ્ધ કરી છે

તેરમા અધ્યાયના ૩૦, ૩૧ અને ૩૨ શ્લોકો કહે છે ભૌતિક પ્રવૃત્તિની શકિતઓ સત્ત્વ, રજસ્ અને તમસ્ દ્વારા બધા કર્મો કરે છે વસ્તુત આત્મા તો અકર્તા છે જ્યારે મનુષ્ય જુએ છે કે જીવોનુ અસ્તિત્વ અલગ અલગ છે અને જ્યારે સમજે આવે છે કે આ બધા પથારા એકનાજ આધારે ઉત્પન્ન થયા કરે છે ત્યારે તેને પરમ આત્મનનો અપરોક્ષ અનુભવ થાય છે સર્વ સ્થળે વ્યાપેલ છતા અતિ-સૂક્ષ્મ હોવાથી જેમ આકાશ (લેપાતુ) લેપાતુ નથી તેમ દેહમા સર્વત્ર વ્યાપી રહેલ હોવા છતા આત્મા લેપાતો નથી આ રીતે દેહ અને દેહી(આત્મા)નો ભેદ બતાવ્યો છે

તેરમાના છઠ્ઠા શ્લોક અનુસાર પચમહાભૂત (પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ), અહતા, બુદ્ધિ, અવ્યક્ત, પ્રકૃતિ, પાચ કર્મેન્દ્રિયો, પાચ જ્ઞાનેન્દ્રિયો, મન, પાચ વિષયો, ઈચ્છા, દ્વેષ, સુખ દુ ખ, સઘાત (એટલે શરીર જેનુ બનેલ છે તેની એક થઈને રહેવાની શકિત) ચેતના અને ધૃતિ મળી કુલ ૩૨ તત્ત્વોનુ ક્ષેત્ર બનેલુ છે ધૃતિ એટલે ધૈર્ય એ અર્થમા અહીં ધૃતિ શબ્દો વાપરેલ નથી, પણ આ શરીરના પરમાણુમા એક બીજાને વળગી રહેવાનો ગુણ એ અર્થમા વપરાએલ છે આ ગુણ અહભાવને લીધે જ સભવે છે આ અહતાનો અમૂર્છ પુરુષ જ્ઞાન વડે ત્યાગ કરે છે અને તેથી મૃત્યુ સમયે કે બીજા આઘાતોના સમયે અમૂર્છ પુરુષ જ્ઞાન વડે અહતાનો ત્યાગ કરે છે અને તેથી મૃત્યુ સમયે કે બીજા આઘાતો સમયે અમૂર્છ પુરુષ દુ ખ પામતો નથી જ્ઞાની અજ્ઞાની બધાને, છેવટે તો, આ વિકારી ક્ષેત્રનો ત્યાગ કર્યા વિના છૂટકો નથી

પરમ આત્મન તો નિત્ય છે સર્વને વ્યાપી અને ધારણ કરી રહેલ છે છતા ગુણરહિત છે પરમ આત્મન્ ગતિ કરે છે અને સ્થિર પણ છે દૂર છે અને નજીક છે આ રીતે તે હમેશા અવિભક્ત છે છતા વિભક્તરૂપે ભાસે છે

પરમ આત્મન્ અને તેની માયા બને અનાદિથી ચાલતા આવ્યા છે માયામાથી વિકારો થાય છે કાર્યકારણ સબધની ઉત્પત્તિ પ્રકૃતિને લીધે મનાય છે જ્યારે સુખ દુ ખનુ ભોગવવાપણુ પુરુષને લીધે મનાય છે પ્રકૃતિને આપણે માયાના લૌકિક નામે ઓળખીએ છીએ. પુરુષ તે જીવ છે માયાને એટલે મૂળ સ્વભાવને વશ વર્તીને સત્ત્વ, રજસ્ અને તમસથી થતા કર્મોના ફળ જીવ ભોગવે છે અને તેથી કર્મ પ્રમાણે પુનર્જન્મ પામે છે

કર્મમાત્ર બધન કરે છે, પણ મનુષ્ય, જો પોતાના બધા કર્મો અને તેનુ ફળ શ્રદ્ધા અને અનન્ય ભાવથી પરમ આત્મનને સમર્પણ કરે તો તે બધનમુક્ત થાય છે જેનામાથી કર્તાપણાનો અહભાવ નાશ પામ્યો છે તે અતર્યામીને ઓળખે છે એટલે તેના માટે પાપ સભવતુ નથી

સમભાવે ઈશ્વરને જોનારો પોતે ઈશ્વરમય થઈ ઈશ્વરમા સમાઈ જાય છે, વિવશવશ થતો નથી, પોતે પોતાનો શત્રુ બનતો નથી પ્રકૃતિ પોતે વ્યભિચારિણી નથી અભિમાની

પુરુષ જ્યારે તેનો સ્વામી બને છે ત્યારે તે મેળાપમાથી વિષયવિકાર ઉત્પન્ન થાય છે મનુષ્ય જ્યારે અતર દષ્ટિથી અને જ્ઞાનચક્ષુથી ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના ભેદ જાણે છે ત્યારે તેના માટે પરમ આત્મન્‌ની પરાભકિત સુલભ બને છે

જેમ માળાના મણકામા સુતરનો તાર તો એકજ છે અને એ તાર માળાના મોતીઓને એકત્ર રાખે છે તેમ આખા જગતમા ચેતન તત્ત્વ તો એકજ છે અને જેમ મણકે મણકે સુતર અલગ ભાસે છતા સુતર તો એક અને અખંડ છે તેમ દેહે દેહે આત્મતત્ત્વ નોખુ નોખું ભાસે પણ વસ્તુત આત્મતત્ત્વ તો એકજ, અખડ, અવિકારી અને સર્વવ્યાપક છે, તેમા ભાગ શી રીતે પડે કોણ તેના ભાગ પાડે?

જ્ઞાનેશ્વર મહારાજ તેની ટીકામા કહે છે હે અર્જુન! તને ટૂકાણમા ક્ષરઅક્ષર, જ્ઞાનઅજ્ઞાનનો બોધ આપ્યો છે જેઓ મારી પ્રાપ્તિ ચાહે છે તેઓ તેનુ મનબુદ્ધિ ઈત્યાદિ સઘળુ મને સમર્પણ કરી દે છે મારા અનન્ય ભકતો કે જેમણે દેહબુદ્ધિ ત્યાગી છે તેઓ મને પ્રાપ્ત કરે છે, તને પુરુષ પ્રકૃતિના ભેદ કહ્યા છે પુરુષ અવિનાશી, અવિકારી, આદિમધ્યાન્તરહિત છે અને પ્રકૃતિ પુરુષોને નિત્ય વળગી રહે છે જેમ દેહ અને તેની છાયા નિત્ય સકળાએલ છે તે પ્રમાણે પુરુષ પ્રકૃતિની જોડી નિત્ય સકળાયલી ભાસે છે, અને પ્રકૃતિને સ્વતન્ત્ર અસ્તિત્વ હોય એવો ભ્રમ થાય છે વસ્તુત પુરુષ અવિનાશી છે પ્રકૃતિ–માયા–મહાન કાર્યો કરી રહેલ છે તે કાર્યો આવે છે અને જાય છે એટલે વિનાશી છે જ્યારે પુરુષ તત્ત્વ અવિનાશી છે પ્રકૃતિ જે કાઈ કરી રહેલ છે તે પુરુષ તત્ત્વના અધ્યક્ષપણા વડે થાય છે

અનન્ય ભકત અને જ્ઞાનીમાં ભગવાન અને લોકો જુદા એવી ભેદબુદ્ધિ હોતી નથી તેઓ સર્વમાં પરમ આત્મન્ વાસુદેવને જુએ છે

આ પુસ્તિકાના ૨, ૩, ૧૦, ૧૫, ૭૮, ૭૯, ૮૦, ૮૧, ૮૨, ૮૩ અને ૮૪ મનન કરવા યોગ્ય છે આ ઉપરાત ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૬, ૧૯, ૨૦, ૨૧, ૨૩, ૨૪, ૨૭, ૨૮, ૨૯, ૩૧ અને ૩૩ શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે

## ૧૪ : ગુણત્રય વિભાગ યોગ

અપરા અને પરા પ્રકૃતિની થોડી ઓળખ કરાવ્યા પછી સહેજે આ ત્રણ ગુણનુ વર્ણન આવે છે અને તેમ કરતા ત્રિગુણાતીતના લક્ષણ પણ ભગવાન ગણાવે છે આ અધ્યાયને ત્રિગુણનિરૂપણ પણ કહેવામા આવે છે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ જે કાઈ કરે છે તેના યોજક ભગવાન છે સદ્ અસદ્ યોનીમા જન્મ થવામા ગુણસગ એજ કારણ છે

આ અધ્યાયનો શ્લોક ૪ હે કૌન્તેય! બધી યોનીઓમા જે જે જીવોની ઉત્પત્તિ થાય છે તેની ઉત્પત્તિનું સ્થાન મહદબ્રહ્મ એટલે કે મારી પ્રકૃતિ છે અને તેમા બીજારોપણ કરનારો પિતા પુરુષ હુ છુ

આ શ્લોક અનુસાર પ્રકૃતિથી ઉત્પન્ન થતા ગુણો સત્ત્વ, રજસ્ અને તમસ્ અવિનાશી દેહધારી જીવને દેહ વિષે બાંધે છે.

આ અધ્યાયનો શ્લોક ૧૭: સત્ત્વગુણમાંથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. રજોગુણમાંથી લોભ અને તમોગુણમાંથી અસાવધાની, મોહ અને અજ્ઞાન થાય છે.

નોંધ: ગુણોને જ કર્તા જોનારાને અહંભાવ હોય નહિ. તેથી તેનાં બધાં કામ સ્વાભાવિક હોય, અને શરીરયાત્રા જોગાં હોય અને શરીરયાત્રા પરમાર્થના કારણે હોવાથી તેના કાર્યમાં ત્યાગ અને વૈરાગ્ય હોય છે.

આપણી પુસ્તિકાના શ્લોકો ૮૫, ૮૬, ૮૭ માં ગુણાતીતનાં લક્ષણો કહેવામાં આવ્યાં છે. જડમાં અને ગુણાતીતમાં ભેદ એ છે કે ગુણાતીત ચેતનમય છે અને તેણે જ્ઞાનપૂર્વક ગુણોનાં પરિણામોનો ત્યાગ કર્યો છે. ગુણાતીત પોતાની સ્થિતિ અનુભવી શકે છે; વર્ણવી શકતો નથી.

આ અધ્યાયનો શ્લોક ૨૬: જે એકનિષ્ઠ બની ભકિતયોગ વડે ભગવાનને સેવે છે તે ગુણોને ઓળંગી જઈ બ્રહ્મરૂપ થાય છે. આ બ્રહ્મની સ્થિતિ તે હું જ, શાશ્વત મોક્ષની સ્થિતિ તે હું જ અને સનાતન ધર્મની અને ઉત્તમ સુખની સ્થિતિ પણ હું જ છું.

નોંધ: પ્રકૃતિના સત્ત્વ, રજસ્ અને તમસ્ નામના ગુણોનો બોધ અધ્યાય પાંચના શ્લોક ૧૪, ૧૫; અધ્યાય તેરના શ્લોક ૩૦, ૩૧, ૩૨; અધ્યાય ચૌદના શ્લોકો ૫ થી ૧૯ અને અધ્યાય અઢારના શ્લોકો ૪૦, ૬૦ અને ૬૧માં પણ આવે છે.

દેહમાં રહેલાં સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને જે મનુષ્ય ઓળંગી જાય છે તે જન્મ, જરા અને મૃત્યુનાં દુ:ખોને વટી જઈ અમૃતમય મોક્ષને પામે છે. ત્રીજા અધ્યાયથી માંડી અત્યાર સુધીમાં અર્જુનને ભગવાને બતાવ્યું છે કે કર્મ વિના શ્વાસ પણ લઈ શકાતો નથી. કર્મ તો દેહીમાત્રને વળગ્યાં છે. જે ગુણોને ઓળંગી જવા ઇચ્છે તે સાધકે બધાં કર્મો ભગવાનને અર્પણ કરવાં અને ફળની ઇચ્છા ન રાખવી.

આપણી પુસ્તિકાના શ્લોક ૩૭, ૮૫, ૮૬, ૮૭ અને ૮૮ શ્લોકો વાંચવા યોગ્ય છે; તે ઉપરાંત, મૂળ ગીતાના ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૬, ૧૭, ૧૮, ૧૯, અને ૨૦ શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે.

## ૧૫ : (ત્રણ પુરુષો) પુરુષોત્તમ યોગ

આ અધ્યાયમાં અશ્વત્થ વૃક્ષનું અદ્‌ભુત વર્ણન છે. ચૌદમા અધ્યાયમાં ભગવાને કહ્યું છે તેનો સાર: મારી ભકિત કરવાથી ગુણાતીત થવાય છે. ભકિત કેવી રીતે કરવી? કોની કરવી? બ્રહ્મ શું? ક્ષર પુરુષ શું? અક્ષર પુરુષ શું? વગેરે વિષયો સમજાવ્યા છે. ત્રિગુણાતીતનું નિરુ પણ સાંખ્યની પરિભાષા પ્રમાણે છે; સાંખ્યમાં પુરુષ-પ્રકૃતિ જુદાં

અને અનાદિ માનેલાં છે. ગીતામાં આ માન્યતાનો સ્વીકાર નથી. ગીતા અનુસાર પુરુષ અને પ્રકૃતિ બન્ને એક જ પરમ પુરુષની વિભૂતિ છે. તેનું જ્ઞાનવિજ્ઞાનની દૃષ્ટિએ પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

કઠ ઉપનિષદ અને ગીતાના પંદરમા અધ્યાયમાં કહ્યું છે કે ઊર્ધ્વ મૂળ અને અધઃ શાખાવાળો અવિનાશી અશ્વત્થ છે, જેનાં પાંદડાં વેદના છંદો અને શ્રુતિઓ છે. તેનું સ્વરૂપ સમજાતું નથી. જે પરમ આત્મનથી આ આદિ પ્રવૃત્તિ શરૂ થયેલી છે તે આદિ પુરુષને શરણે જવું અને અસંગરૂપી બળવાન શસ્ત્ર વડે આ વૃક્ષને છેદવું.

જીવલોકમાં જીવભૂતા નામનો મારો સનાતન અંશ જીવરૂપે પ્રકૃતિમાં રહેલ પાંચ ઈન્દ્રિયો અને છઠ્ઠા મનને આકર્ષે છે. જ્યારે દેહી(જીવાત્મા) દેહ ધારણ કરે છે અને ત્યજે છે, ત્યારે જેમ વાયુ ગંધોને સાથે લેતો વિચરે છે તે પ્રમાણે જીવ પણ વિચરે છે. મોહમાં પડેલા અજ્ઞાની, મૂર્છિત મનુષ્યો જીવાત્માને ઓળખતા નથી. જ્ઞાની ઓળખે છે. જેણે સમત્વરૂપી યોગ સિદ્ધ કર્યો નથી તેઓ યત્નો કરવા છતાં પણ તેને ઓળખી શકતા નથી.

ભગવાન કહે છે: સૂર્યચંદ્ર મારા વડે પ્રકાશે છે: મારી શકિત વડે હું શરીરમાં પ્રવેશ કરી જીવોને ધારણ કરું છું. રસ ઉત્પન્ન કરનાર સોમ થઈ ઔષધિમાત્રને પોષું છું. બધાનાં હૃદય વિષે હું નિત્યસ્થિત છું. મારા વડે જ સ્મૃતિ, જ્ઞાન અને અપોહન એટલે સ્મૃતિ અને જ્ઞાનનો અભાવ થાય છે. વેદાંત પણ હું છું અને વેદનો જાણનાર પણ હું છું. જીવો ક્ષર છે; તેમાં રહેલ હું અક્ષર છું અને તેથી પણ પર એવો ઉત્તમ પુરુષ છે તેને પ્રસિદ્ધ પુરુષોત્તમ કહેવામાં આવે છે. મોહરહિત થઈ, જે પુરુષ મને પુરુષોત્તમરૂપ જાણે છે અને ભજે છે તે સર્વભાવે મને ભજે છે. મેં તને આ અતિગૂઢ અને ગુહ્ય શાસ્ત્ર કહ્યું છે તે જાણી તે પ્રમાણે વર્તી કૃતાર્થ થા.

આ સંસારના સત્ય સ્વરૂપનું નિરૂપણ થઈ શકતું નથી. દેખાય છે પણ હાથમાં આવતું નથી. પુરુષ જ્યાં સુધી અમૂર્છ બન્યો નથી ત્યાં સુધી તે માયાથી બંધાએલ રહે છે. ત્રિગુણથી પર થવા ઈચ્છનારા મુમુક્ષુઓ મારો અનન્ય ભકિતયોગ સાધી અમૂર્છ બની મને જાણે છે અને મને સર્વભાવે ભજે છે તે લોક અને વેદમાં પ્રસિદ્ધ ગણાએલા મને પુરુષોત્તમરૂપે પામે છે.

ગીતાનો ૧૨ મો અને ૧૫ મો એવા બે અધ્યાયો ઉત્તમ છે. ૧૨ મા અધ્યાયમાં ભગવાનના અનન્ય ભકતોનાં લક્ષણો અને તે લક્ષણ પ્રાપ્ત કરવાનાં સાધનો સમજાવ્યાં છે. ૧૫ મા અધ્યાયમાં ક્ષરઅક્ષર પરના પુરુષોત્તમનું સ્વરૂપ સમજાવ્યું છે. બન્ને અધ્યાયોમાં ફકત વીસ વીસ શ્લોકો આવે છે. ફરી ફરી તેનું મનન, ચિંતવન અને તદનુસાર આચરણ કરે છે તે મોક્ષ પામે છે.

માયાથી સંકળાયેલ જીવાત્માને 'ક્ષર પુરુષ' કહેવામાં આવે છે. માયાથી સંકળાએલા ઈશ્વરને "અક્ષર પુરુષ" કહેવામાં આવે છે. અને "ક્ષર પુરુષ" અને "અક્ષર પુરુષ" પરના ત્રીજા પુરુષને પુરુષોત્તમ કહેવામાં આવે છે. સ્વ. યોગનિષ્ઠ અરવિંદ ઘોષે પંદરમા અધ્યાયને 'ત્રણ પુરુષો' એ નામે ઓળખાવેલ છે.

પ્રાણીમાત્રની પ્રવૃત્તિ ભોગ અથવા મોક્ષ બેમાંથી એક પ્રકારની હોય છે. ભોગ તરફ મનુષ્યની પ્રવૃત્તિ સહેજે ઢળે છે; સાધકે તેની પ્રવૃત્તિનું સૂક્ષ્મ અવલોકન કરતાં રહેવું. આવા અવલોકનોમાં રંગબેરંગી આકર્ષક માયાજાળ આડી આવે તેને અસંગ અને યોગ વડે કાપી નાખવાની છે. જીવાત્મા સંસાર તરફ અથવા ઈશ્વર તરફ વળે છે. સંસાર વિનાશી છે જ્યારે ઈશ્વર અવિનાશી છે માટે વિનાશના માર્ગે ઢળી ન જવાય તે માટે સાવધ અને પ્રયત્નશીલ રહેવું. ઈશ્વર કે જે સહુનું મૂળ છે તેમાં અચળ શ્રદ્ધા રાખી પરાભક્તિ કરવાથી મોક્ષ મળે છે. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે: 'હે અર્જુન! જેના હૃદયમાં જ્ઞાનરૂપી સૂર્યનો પ્રકાશ પડેલો હોય છે તે જ પુરુષ મારું ખરું સ્વરૂપ જાણી શકે છે. મારું સ્વરૂપ જાણનારમાં દ્વૈતભાવ રહેતો નથી. હે અર્જુન! જેમ સમુદ્રના તરંગો સમુદ્રથી કોઈ રીતે ભિન્ન નથી તે પ્રમાણે જે મને ભજે છે, તેનામાં અને મારામાં પરસ્પર દ્વૈતભાવ રહેતો નથી. જ્યારે શરણાગતની મૂઢતા અને મૂર્છાનો લોપ થાય છે ત્યારે જગત સાથેનો બધો સંબંધ અને પૂર્વ સંસ્કારો, અને વાસનાઓનો નાશ થાય છે.

## ૧૬ : દૈવાસુર સંપત્તિ વિભાગ યોગ

અત્યાર સુધી ગીતામાં જે પ્રતિપાદન થયું છે તેમાંથી એ અર્થ ફલિત થાય છે કે જગત પ્રકૃતિનું કાર્ય છે અને પુરુષ વાસ્તવિક રીતે જોતાં અકર્તા, અભોક્તા, નિત્ય અને સર્વવ્યાપક છે. પ્રકૃતિના ભગવાને બે ભાગ પાડ્યા છે. મોક્ષ પ્રતિ આગળ વધારનાર પ્રકૃતિને દૈવી સંપદ, અને જન્મમરણના દુઃખદાયી ચક્રમાં ફેરવનાર પ્રકૃતિને આસુરી સંપદ કહેવામાં આવેલ છે આ અધ્યાયમાં ભગવાને દૈવી સંપદનાં લક્ષણો શ્લોક ૧, ૨, ૩માં આપેલાં છે. શ્લોક ચોથામાં આસુરી સંપદનાં લક્ષણો જણાવ્યાં છે. દૈવી સંપદ્ મોક્ષ પ્રતિ આગળ વધારનાર છે. આસુરી સંપદ્ બંધન કરે છે.

હિંસાઅહિંસાનો ભેદ સમજવા જેવો છે આ અધ્યાયના બીજા શ્લોકમાં અહિંસાને દૈવીસંપદ્નું લક્ષણ કહ્યું છે. હિંસા થતી હોય છતાં ધર્મ ખાતર—એટલે કે પોતાના સિદ્ધાંતો ખાતર—ધ્યેય ખાતર, ન્યાય ખાતર જરૂર પડે તો લડવું અને તેમાં મારામારીરૂપી હિંસા થતી હોય તો તે ખાતર વ્યાકુળ થવું નહિ, વિષાદ કરવો નહિ પણ ધર્મ પાલન કરવું. આવી હિંસા આચરવાથી અહિંસાના ધર્મપાલનને ધક્કો પહોંચતો નથી.

વિભૂતિયોગમાં ભગવાને કહ્યું છે: "યજ્ઞોમાં હું જપયજ્ઞ છું."— આ અધ્યાયના પહેલા શ્લોકમાં "યજ્ઞને દૈવી સંપદ્નું લક્ષણ કહ્યું છે અને દસમા અધ્યાયમાં જપને યજ્ઞ કહેવામાં આવેલ છે આ વાત ધ્યાનમાં રાખવી: નાતિમાનિતા' એટલે અનિમાનીપણાનો

અભાવ અપૈશુનમ્ એટલે કોઈની ચાડી ન ખાવી ત્રીજા શ્લોકમા 'ધૃતિ' શબ્દ આવે છે ધૃતિ એ શબ્દનો સરળ અર્થ ધીરજ છે ધીરજ વડે જ દુખો સહન કરી શકાય છે ધીરજ સપત્તિ અને વિપત્તિ બનેમા કામ આપે છે

પ્રવૃત્તિ–નિવૃત્તિ, કાર્ય–અકાર્ય, ધૃતિ, બુદ્ધિ, બધ, મોક્ષ ઈત્યાદિમા સત્વ, રજસ અને તમસ–એ ત્રણે ગુણો રહેલા છે જે બુદ્ધિ વિવેક રાખે તે સાત્વિક, વિવેક ન રાખે તે રાજસી છે, અને બધી વસ્તુને ઊલટી રીતે જુએ તે તામસી છે

૧૬ ૮ આસુરી સપદવાળા જગતને અસત્ય, આધાર વિનાનુ, ઈશ્વરરૂપ નિયતા વિનાનું માને છે સ્ત્રીપુરુષનો સબધ એજ એનુ જગત છે, એટલે એમા વિષય–ભોગ સિવાયનો બીજો વિચાર જ નથી

૧૬ મા અધ્યાયના ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬ શ્લોકોનો સાર કામવાસનાની ઈચ્છા એ આસુરી સપદના મનુષ્યનું ધ્યેય છે આશાપાશથી બધાએલ કામ અને ક્રોધપરાયણ મનુષ્યો અન્યાયથી ધનસગ્રહ ઇચ્છે છે આજે મે આ મેળવ્યુ–બીજુ હવે પછી મેળવીશ આ ધન મારુ છે તેમા બીજા ધનનો વધારો કરીશ આ શત્રુઓને આજે હણ્યા, બીજાઓને હવે હણીશ–હુ ઈશ્વર છુ, સિદ્ધ છુ, બળવાન છુ, ભોગ ભોગવનાર છુ, ધનવાન છુ, કુળવાન છુ, આસુરી સપદ્વાળા આવા સકલ્પોથી ભ્રમિત થયેલા છે મોહરૂપી જાળમા બધાઈ ગયા હોય છે આવા લોકો નરકમાં પડે છે જેઓ શાસ્ત્રવિધિ ત્યજી દઈને પોતાની ઇચ્છા મુજબ વરતે છે તે સિદ્ધિ સુખ કે ઉત્તમ ગતિ પામતા નથી. માટે કાર્યઅકાર્યના નિર્ણયમા શાસ્ત્રના નિયમો અને સિદ્ધાતો અનુભવીઓ પાસેથી જાણી લેવા અને તેને અનુસરીને કર્મો કરવા શાસ્ત્રોના ઉપદેશ ખોટા માનવા નહિ

આપણી પુસ્તિકાના ૯૯, ૧૦૦ અને ૧૦૧ શ્લોકો મનના કરવા યોગ્ય છે, તે ઉપરાંત ૪, ૮, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૨૩ અને ૨૪, ૯ આ શ્લોકો પણ મનન કરવા યોગ્ય છે

નર અને નારાયણ નામના બે ઋષિ હતા તેમણે ભાગવત ધર્મ (ભકિતમાર્ગીયધર્મ) શરૂ કર્યો ભગવાને નારદને ભકિતમાર્ગ–ભકિતયોગનો ઉપદેશ કર્યો હોવાના ઘણા ઉલ્લેખો મળી આવે છે ભકિત કેવી રીતે કરવી તે માટે મુનિ વ્યાસ, શાડિલ્ય અને નારદને આધાર ભૂત માનવામાં આવે છે નારદના ભકિતસૂત્રો અને ગીતાના ભકિતમાર્ગમાં ઘણુ સામ્ય છે એટલે આ સ્થળે નારદના ભકિતસૂત્રોનો અતિ ટૂકો સાર આપ્યો છે

[૧] નારદના ભકિતસૂત્રોની સખ્યા ૮૪ છે

[૨] નારદજી વિદ્વાન હતા પણ તેણે ધ્યેયપ્રાપ્તિ–મોક્ષ–માટે ભકિતનો ઉપયોગ કર્યો છે

[૩] વાલ્મીકિ, વ્યાસ શુકદેવ, ધ્રુવ, પ્રહ્લાદ આદિ મહાન પુરુષોને ભગવત્ ભકિતને માર્ગે નારદે દોર્યા હતા

[૪] નારદજીએ આત્મનિવેદન ભકિતને શ્રેષ્ઠ કહેલ છે

[૫] આત્મનિવેદન ભકિતનો મૌલિક સિદ્ધાંત એ છે કે' ભગવાનને પોતાના સર્વ કર્મો સોંપી દેવા અને એક ક્ષણના પણ વિરામ વિના ભગવાનનુ ચિંતન કરવુ અને ભગ વાનના મિલનમા વિલબ થાય તો તેના વિરહની વ્યાકુળતા સહન કરવી

[૬] આત્મનિવેદન ભકિતમા બધા કરતા ભગવાન મહાન છે ભકતની ભકિત સ્વાર્થ વિનાની હોવી જોઈએ

[૭] નારદના મતે ભકિતમા જ્ઞાન જરૂરનુ છે અને જ્ઞાનમા ભકિતની જરૂર છે બન્ને અરસપરસ સહાયક છે જ્ઞાન વિનાની ભકિત વેવલી બની જાય છે

[૮] અન્ અન્ય ભકિતથી—આત્મનિવેદન ભકિતથી—પુરુષ અમરત્વ—મોક્ષ—પ્રાપ્ત કરે છે

ગીતા (૧૨ ૧૭)મા કહ્યું છે તે અનુસાર અન્ અન્ય ભકત હર્ષિત થતો નથી કોઈનો દ્વેષ કરતો નથી, કોઈ વસ્તુનો શોક કરતો નથી કામના કરતો નથી શુભ અશુભ બન્નેનો ત્યાગ કરે છે નારદના મતે અન અન્ય ભકિત ભકતને ભગવાનમય બનાવી દે છે અન્-અન્ય ભકિત બધી પ્રવૃત્તિઓનુ ભકતને પૂર્ણ વિસ્મરણ કરાવી આપે છે નારદભકિત અને બારમા અધ્યાયમા જણાવેલી ગીતાભકિત વચ્ચે ઘણુ સામ્ય છે [તે માટે જુઓ બારમા અધ્યાયના ૧૨ ૧૩, ૧૪, ૧૫, અને ૧૬] નારદના મતે ભકિતથી જ ભકિતભાવ જાગે છે સતોનો સમાગમ જાગેલા ભકિતભાવને પૂર્ણતાએ પહોચાડે છે ગીતામા જણાવેલા ભકતોને આચરવાનાં કાર્યોમા અને નારદે જણાવેલા આચરવાનાં કાર્યોમા ઘણુ સામ્ય છે નારદે ભકિતની વ્યાખ્યા આપી છે તેમા ભકિતને "પ્રેમરૂપા" અને "અમૃતસ્વરૂપા" કહી છે તે યથાર્થ છે આ બધું જોતા જ્ઞાન અને યોગમાર્ગ કરતા અન્ અન્ય ભકિતમાર્ગ શ્રેષ્ઠ છે જ્ઞાનેશ્વર મહારાજ તેમની ટીકામાં કહે છે હે કૃષ્ણ! અમૃતવૃષ્ટિ કરનારી તથા ધર્માનુકૂળ યોગની વાત શ્રદ્ધાપૂર્વક તુ ભકતના મનમા ઠમાવે છે અને આચારમા મુકાવે છે જેમ ઉત્તમ ક્ષેત્રમા બી વાવવાથી ઉત્તમ પાક ઊતરે છે, તેમ અચળ શ્રદ્ધા અને અન્ અન્ય ભકિતથી ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે હે અર્જુન મારા ભકતો મને શ્રેષ્ઠ તથા સર્વસ્વ માની મારા પ્રત્યે પ્રેમ સેવે છે, એટલા માટે હે પાર્થ તેમના વિશે મને અતિશય પ્રેમ છે તેઓનુ હુ ધ્યાન ધરુ છુ મને તેમનો જ છદ લાગે છે અને મારા ભકત જ મારા સુખનો ભડાર છે વધુ શુ કહુ?

રામાનદ અને મુસલમાન સૂફીઓના સપર્કમા આવવાથી ગીતામા જણાવેલી ભકિતના અને સૂફી મતના સિદ્ધાતોમાં કબીર આગળ વધેલો સુધારક હતો તેની વાણીમાં ઘણી વખત કટુતા જોવામા આવે છે પરતુ હિન્દુ તત્ત્વજ્ઞાન અને ભકિતમાર્ગ—આ વસ્તુઓ તેના ભવ્ય કાવ્યોમાં સ્પષ્ટપણે જણાઇ આવે છે કબીરના ભકિત અને જ્ઞાન ઉપરના કાવ્યો નરસિંહ મહેતાનાં પદો જેવા જ હૃદયસ્પર્શી અને રહસ્યપૂર્ણ છે "શીલ સતોષ, સદા સમદષ્ટિ" નામનુ તેનું કાવ્ય બારમા અધ્યાયમા જણાવેલા જ્ઞાની ભકતના લક્ષણોને મળતુ આવે છે.

પોતાને થતો આનતરિક ઉદ્વેગ કાઈક ઘટે અને કાઈક શાન્તિનો અનુભવ થાય તે માટે ધિખાઉ સાધકે ગીતામાથી ૧૦૮ શ્લોકો ચૂટી કાઢી ગીતામાળા લખી શ્રદ્ધાપૂર્વક તેનો પાઠ કરવાનો વિચાર રાખેલો .

૧૦૮ શ્લોકો પૈકી, ૪૨ શ્લોકો સ્વ આત્મદર્શી રમણ મહર્ષિએ ચૂટેલા અને સકલન કરેલા રાખ્યા

બાકીના ૬૬ શ્લોકો ચૂટવા માટે ઠીક વાચન કર્યું તેમ કરતા લાગ્યુ કે ગીતાની સામાન્ય સમજ માટે ૧૦૮ શ્લોકોની ચૂટણી અને તેના ગુજરાતી અને અગ્રેજી ભાષામા કરેલો અનુવાદ પૂરતા નથી, આમ લાગવાથી ગુજરાતી પ્રસ્તાવના લખી નાખી

પ્રસ્તાવના લખવામા જે કાઈ વાચન વધાર્યુ તે ઉપરથી સ્પષ્ટ લાગવા માડ્યુ કે ભગવાન પ્રેમસ્વરૂપ શ્રી કૃષ્ણે અર્જુનને નિમિત્ત બનાવી જગતના કલ્યાણ માટે જગતને વેદો અને ઉપનિષદોનુ દોહન કરી ગીતામૃતની ભેટ આપી છે

લખી નાખેલી પુસ્તિકામા કાઈ ઉમેરો કરવો જોઈએ એમ લાગવાથી વધારામા પરિશિષ્ટ લખ્યુ છે પ્રસ્તાવના અને પરિશિષ્ટ બન્ને ગુજરાતીમા છે આ પુસ્તિકા ગીતાપ્રેમી સાધકોને વિનામૂલ્યે ભેટ આપવા માટે ફક્ત ત્રણસો નકલો છપાવી છે

આ પુસ્તિકા લખવામા સાધકે ગીતાના વિષયો ઉપર ઘણા ગ્રથો વાચવાનો લાભ અને આનદ મેળવેલા છે મુખ્ય ગ્રથકર્તાના નામો કૃતિ સાથે નીચે પ્રમાણે છે

[૧] યોગનિષ્ઠ આત્મદર્શી સ્વ નથુરામ શર્મા રચિત ઉપનિષદ અને ગીતા

[૨] મિસિસ બેસટ અને રાજા ભગવાનદાસ

[૩] જ્ઞાનેશ્વરકૃત જ્ઞાનેશ્વરી ગીતા

[૪] યોગનિષ્ઠ આત્મદર્શી શ્રી આર એસ ટામ્રેકૃત ગીતા

[૫] સ્વ. મણિલાલ નભુભાઈકૃત ગીતા

[૬] વિચારને આચારમા મૂકનાર અને હાર્દિક રીતે ગીતાને 'જ્ઞાનમાતા' માનનાર ધર્મસકટ વખતે પથદર્શન માટે ગીતામાતાને ખોળે શીશ રાખી ગીતામાથી નવી આશા, નવી શક્તિ, અવનવ શાન્તિ મેળવનાર સ્વ મહાત્મા ગાધીજી

[૭] યોગનિષ્ઠ, આત્મદર્શી પરમયોગી સ્વ શ્રી અરવિદ ઘોષ

[૮] સ્વ લોકમાન્ય તિલકનુ ગીતારહસ્ય કે જેને યોગનિષ્ઠ સ્વ અરવિન્દ ઘોષે આ દેશની પ્રાચીન આધ્યાત્મિકતાનુ મધુર ફૂલ કહેલ છે ગીતારહસ્યમા ગાધીજીના મતે સ્વ લોકમાન્ય તિલકે વેદો-ઉપનિષદો અને ગીતામા જે સશોધન કર્યું છે તેવુ અત્યાર સુધીમા બીજા કોઈએ કર્યું નથી

અને યોગયુકત બુદ્ધિથી તપ, દાન, યજ્ઞ ઈત્યાદિ આચરવાં જોઈએ: છાંદોગ્ય ૧-૧-૩૦ અનુસાર શ્રદ્ધાયુકત ભાવનાથી ઉપાસનાપૂર્વક કરેલું કર્મ અત્યંત સામર્થ્યવાન થાય છે. આવા પ્રકારની શાસ્રોકત ઉપાસના મોક્ષપ્રાપ્તિ દૂર હોય છે તેને નજીક લાવે છે: જેમકે પગે ચાલનાર કરતાં ઘોડે બેસી ગમન કરનાર ધ્યેયને વહેલો પહોંચે છે. ગીતાના સત્તરમા અધ્યાયના ૨૩, ૨૪, ૨૫, ૨૬ અને ૨૭ શ્લોકો અનુસાર ૐ તત્ સત્ આ ત્રણે શબ્દોથી બ્રહ્મનો નિર્દેશ કરવામાં આવ્યો છે. તેથી શ્રદ્ધાળુઓ ૐ નું ઉચ્ચારણ કરીને યજ્ઞ, તપ, દાન આદિ ક્રિયાઓ કરે છે. તત્ એટલે તે અને સત્ એટલે સત્ય-સારાંશ એ છે કે ઈશ્વર એક જ છે, સત્ય છે અને કલ્યાણસ્વરૂપ છે આવી ભાવના રાખી ઈશ્વરાર્પણ બુદ્ધિથી યજ્ઞાદિ કરવાં. જે ક્રિયા ઈશ્વરાર્પણ બુદ્ધિ વિના થાય છે તે શ્રદ્ધા વિનાની હોવાથી અસત્ છે.

મનુષ્યો વખતોવખત જીવન દરમિયાન શાસ્રવિરુદ્ધ કર્મો કરે છે; અને પરિણામે ઈચ્છાશકિત અને શ્રદ્ધા ગુમાવી બેસે છે. રેતીના રણમાં તેને કાંઈ માર્ગદર્શન રહેતું નથી. આ જોતાં શ્રદ્ધાની આવશ્યકતા છે પુરુષ અત્યારે જે છે તે તેનાં પૂર્વજન્મનાં કર્મો-અને વાસનાઓ-ઈચ્છાઓ ફળરૂપે છે.-મનુષ્યો જેવી ભાવનાઓ-શ્રદ્ધાઓ-રાખે છે તેવો તે થાય છે. ગીતાના સિદ્ધાંતો અનુસાર યજ્ઞ, દાન, તપાદિ કર્મો કરવાથી બુદ્ધિ વિશેષ સાત્ત્વિક થાય છે અને મનુષ્ય કલ્યાણમાર્ગે ઝડપથી આગળ વધે છે.

જ્ઞાનેશ્વર મહારાજ કહે છે: શ્રદ્ધાનો આશ્રય તજી રત્નોનું દાન દેવામાં આવે અંગૂઠા ઉપર ઊભા રહી તપ-કરવામાં આવે તો પણ શ્રદ્ધારહિત બ્રહ્માર્પણ અર્થરહિત છે.

ભગવાન પર અચળ શ્રદ્ધા રાખવાના વિષય પર ગીતા ૯-૨૯: હું સર્વે ભૂતોમાં સમાન છું, મારો કોઈ શત્રુ કે મિત્ર નથી. જેઓ મને શ્રદ્ધાપૂર્વક ભજે છે તેઓ મારામાં છે, હું તેમનામાં છું. ગીતા ૯-૩૦, ૩૧: દુરાચારી પણ જો એકનિષ્ઠાથી મારું ભજન કરવા માંડે તો તેને સાધુ જાણવો. ગીતા ૯-૨૬ કહે છે: જે કોઈ પુરુષ પત્ર, પુષ્પ, ફળ કે એવી કોઈ પણ વસ્તુ ન હોય તો કેવળ પાણી મને પ્રેમ, ભકિત અને શ્રદ્ધાપૂર્વક અર્પણ કરે છે, તેની ભેટનો હું આનંદથી ઉપભોગ કરું છું.

નવમા અને બારમા અધ્યાયમાં કહેવાયું છે તે ઉપરાંત અઢારમા અધ્યાયના ૬૦ ૬૫ અને ૬૬ શ્લોકોમાં પણ એક જ પ્રકારની વિચારધારા વહે છે, ૬૦મા શ્લોકમાં ભગવાન કહે છે: સ્વભાવ અનુસાર શ્રદ્ધાનો ઉદ્ભવ થાય છે. તેમાં તું બદ્ધ છે એટલે અત્યારે મોહથી જે કરવાને તું ઈચ્છતો નથી તે તારે અનિચ્છાએ કરવું પડશે. ૬૫મા શ્લોકમાં ભગવાન કહે છે: મારામાં મન રાખ, મારી શ્રદ્ધા ભકિત કર. હું પ્રતિજ્ઞા કરીને [તું મને પ્રિય હોવાથી] કહું છું કે હું તને સર્વ દોષોમાંથી મુક્ત કરીશ.

નવમા, બારમા અને અઢારમા અધ્યાયોમાં આવેલા ઉપરના પેરાના શ્લોકોનો અતિ-મહત્ત્વનો સંક્ષિપ્ત સાર: જે મનુષ્ય જ્ઞાન, નિષ્કામ પ્રેમયુકત અનન્ય ભકિત અને નિષ્કામ સેવા,

આદિ કરી શકતાં નથી પણ મારામાં અચળ શ્રદ્ધા રાખી મારી અન્ અન્ય ભક્તિ કરે છે, તેને [ ગમે તેવા દોષોવાળા હશે તો ] પણ હુ મૃત્યુનાગરમાથી તારીશ અન્ અન્ય ભક્તિ જ્ઞાન છે અને જ્ઞાન અતિમ ધ્યેય છે આ ધ્યેયની સિદ્ધિમા શુદ્ધ સાત્ત્વિક શ્રદ્ધા મહત્ત્વનો ભાગ ભજવે છે જરા પણ શકા વિના– વિરોધ વિના– કોઈ વિચારને દઢ શ્રદ્ધાથી આચરવા મૌલિક તત્ત્વના અધ્યક્ષપણા વડે આયોજન, નિયત્રણ, સર્જન, પાલન, સહાર ઈત્યાદિ કાર્યો પ્રકૃતિ કરે છે. શ્રદ્ધામા અસાધારણ બળ રહેલુ છે. 'ભવ' એટલે 'થવુ' એ અર્થ અનુસાર સાધક જેવી ભાવના સેવે છે તેવો તે બને છે એટલે કે તેની શ્રદ્ધાને ભાવના–મૂર્તિમત થાય છે

જ્યારે અવતારી ભગવાનના આદેશવચનો સાથે સાધકની આતરિક વૃત્તિ જોડાય છે ત્યારે આ બે તત્ત્વોના સકલનથી શુદ્ધ અને દઢ શ્રદ્ધાને વેગ અને બળ મળે છે આ દેશના અનેક સતો, અન્ અન્ય ભક્તો, યોગીઓએ પરમ આત્મન્ ઈશ્વર સાથેની એકતાનો અચળ શ્રદ્ધા દ્વારા અપરોક્ષ અનુભવ પ્રાપ્ત કરેલ છે

ધર્મપરાયણ આ દેશના લોકોમા બીજા દેશના લોકો કરતા સ્વયસ્ફુરણ(Intuition) વધારે પ્રમાણમા છે, અધ્યાત્મ વિદ્યા અને માનસશાસ્ત્રના સૂક્ષ્મ અને ઊંડા અભ્યાસના કારણે તેઓમા સ્વયસ્ફુરણ (Intuition) વધારે વિકાસ થયેલા છે બુદ્ધિવાદમાં ભલે તેઓ આગળ વધેલા ન હોય તો પણ શ્રદ્ધા વડે જ તેઓને સહજ જ્ઞાન થાય છે આધ્યાત્મિક ક્ષેત્રે જેમ જેમ તેઓને જ્ઞાનની ઉપલબ્ધિ થતી જાય છે તેમ તેમ તેઓના આધ્યાત્મિક જ્ઞાનનુ ક્ષેત્ર વિસ્તરે છે, અને તેને લીધે અનેકતત્ત્વનો ભાવ ઘણો ઓછો થઈ જાય છે એટલે સાધક પરાભક્તિ દ્વારા આગળ વધે છે અને તેને સહજ સ્પષ્ટ અનુભવ થાય છે કે વસ્તુત તે પોતે જ આત્મા છે, શરીર નથી, જેમ જેમ આ ભાવ વધે છે તેમ તેમ તેના બધનો કપાઈ જાય છે અને તે મૃત્યુ ઉપર વિજય મેળવે છે લાબા પ્રાચીન કાળથી હજારો વર્ષથી કાશીને ધાર્મિક અને આધ્યાત્મિક વિચારોને ઉદ્ભવ આપનારુ પવિત્ર કેન્દ્ર પરપરાથી સ્વીકારવામા આવ્યુ છે હમેશા પ્રાત સમયે ગગાકાઠે લાખો માણસો પરમ આત્મન્‌ની પ્રાર્થના કરતા હોય છે દિવ્યતા અને અતિપવિત્રતાનું વાતાવરણ ચોમેર પ્રસરી રહેલુ હોય છે કરોડો માણસોએ છેલ્લા હજારો વરસમા ભગવાનનાં વચનો ઉપર દઢ શ્રદ્ધા રાખી કરેલી પ્રાર્થનાઓના મોજાઓથી વાતાવરણ ભરપૂર બનેલ હોય છે શુદ્ધ અને પવિત્ર ભાવનાના વિચારોની પાખોએ પવિત્રતા અને દિવ્યતાનુ વાતાવરણ ચોમેર ફેલાવી દીધું છે પરદેશના કોઈ માણસ આપણા દેશના તત્ત્વજ્ઞાન ઈત્યાદિમાં શ્રદ્ધા ન ધરાવતો હોય છતા દિવ્ય વાતાવરણની તેના પર અસર થાય છે અને દિવ્યતાનો તેને પ્રત્યક્ષ અનુભવ થાય છે આ હકીકતોની પરદેશના તત્ત્વજ્ઞે પોતાના અનુભવમાં નોંધ લીધી છે ગગા કિનારે પ્રાત કાળે સૂર્યોદય થતાં પહેલાં પ્રાર્થના શરૂ કરે છે તેવા ભાવિક મનુષ્યને સૂર્યદર્શન થાય છે ત્યારે તેના પર દિવ્યતાની વિશેષ અસર થાય છે પ્રાર્થનાઓથી ગંગાઘાટોનું વાતાવરણ

અલૌકિક બન્યું છે. સૂર્યદર્શન અને પૂજનથી ગંગાકિનારે પ્રાર્થનાઓ કરતા લાખો ભાવિકો આધ્યાત્મિકશકિત અને બળ પ્રાપ્ત કરે છે. આ વાતાવરણથી આધ્યાત્મિક પ્રેમનો ઉત્કર્ષ થાય છે. આ દેશના અનેક ભાવિકો છેવટના દિવસો કાશીમાં ગાળે છે અને ગંગાકાંઠે મરણ ચાહે છે. જ્ઞાનયોગ, ભકિતયોગ અને કર્મયોગ એવા ત્રણ માર્ગો છે; તેની પાછળ હેતુ એ છે કે પ્રત્યેક મનુષ્ય તેના સંસ્કાર-સ્વભાવ-ભાવના અનુસાર પૂર્વ સંસ્કારને અનુકૂળ લાગે તે માર્ગે ગમન કરે. ત્રણે માર્ગનું ધ્યેય તો એક જ છે અને તે મોક્ષ છે. ગીતામાં અવતારી કૃષ્ણે પુરુષોત્તમે મોક્ષપ્રાપ્તિ માટે અનન્ય ભકિતના માર્ગને ઉત્તમ, સરળ અને સુલભ માનેલ હોવાનો નિશ્ચિત મત જણાવ્યો છે; કેમકે અનન્ય ભકત પોતામાં ઈશ્વરને— અને પ્રાણીમાત્રને જુએ છે એટલે તેનું જીવન પ્રેમમય અને પ્રભુમય બને છે.

આ પુસ્તિકાનો ૧૭મો શ્લોક અને તે ઉપરાંત મૂળગીતાના ૨, ૫, ૭, ૮, ૯, ૧૦, ૧૧, ૧૫, ૨૦, ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭ અને ૨૮ શ્લોકો મનન કરવા યોગ્ય છે.

## ૧૮. મોક્ષ સંન્યાસ યોગ

અઢારમો અધ્યાય ગીતાના સત્તરે અધ્યાયના ઉપસંહારરૂપે છે. કર્મ ત્યજવાનાં નથી, ભાવના વડે કર્મોનો ત્યાગ કરવો; પરોપકારી કર્મો કરવાં અને ફળો ઈશ્વરને અર્પણ કરવાં. એ જ યોગ કે સંન્યાસ છે. ગીતાનો મુખ્ય મંત્ર આ છે: 'સઘળા આધારો ત્યજી મારું શરણ લે! મને એકલાને જ આધાર સમજ; તને સર્વ પાપોમાંથી મુકત કરીશ.' કર્તવ્યરૂપે પરમ આત્મન્‌નું આરાધન કરવું. જીવનયુદ્ધ મોખરે લડનાર વીર, મૃત્યુને નિષ્કામ ભાવે જોતા રહી લઢે છે. લઢવાથી અમુક લાભ મેળવી હું સુખી થઈશ એમ જાણી લઢનાર સકામી છે.

આહાર, યજ્ઞ, તપ, દમ, દાનાદિ પણ ત્રૈવિધ્ય છે; તેમાંથી સાત્ત્વિકનું ગ્રહણ અને રાજસતામસનો ત્યાગ કરવાનો છે. 'વેદ ત્રૈગુણ્ય વિષય છે; તું નિસ્ત્રૈગુણ્ય થા.' એ આ ગીતાનો મહત્ત્વનો મંત્ર છે.

ગીતાના શ્રવણમનનમાં શ્રદ્ધા મહત્ત્વનો ભાગ ભજવે છે. શ્રદ્ધાપૂર્વક પ્રયત્નશીલ રહી મન અને ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવવાનો છે; સફળતાઅસફળતાની બાબતમાં સમભાવ રાખવાનો અભ્યાસ કરવાનો છે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ઈત્યાદિનો ત્યાગ કરવા પ્રયત્નશીલ રહેવાનું છે. મનને અંતર્મુખ કરી ધ્યાનસ્થ રહેવાનું છે.

સાત્ત્વિક ત્યાગ એ જ ખરો ત્યાગ છે. આ ત્યાગ ભયથી નહીં પણ પ્રેમથી કરવાનો છે. જ્યારે ઈચ્છાઓનો નાશ થાય છે ત્યારે કોઈ કર્મનું બંધન રહેતું નથી એમ અનેક સ્થળે અનેક વખત ગીતામાં કહેવાઈ ગયું છે. આ વસ્તુ વધારે સમજવામાં આવે તે માટે ગીતા વધારે સ્પષ્ટતાથી કહે છે: સાંખ્યશાસ્ત્રમાં કર્મમાત્રની સિદ્ધિ વિષે અધિષ્ઠાન(કર્તા) જુદાં જુદાં સાધનો, જુદી જુદી ક્રિયાઓ અને દેવ– આ પાંચ કારણોને લીધે પુરુષ અહંભાવવાળો બને છે. જ્યાં સુધી મનુષ્યને આત્માનો અનુભવ થતો નથી અને જ્યાં

ગીતાના વિચારોને આચારમા મૂકનારા સ્વ ગાધીજીએ કહ્યુ છે દેહધારી મનુષ્યોથી અમૂર્તની બુદ્ધિ વડે કલ્પના થઈ શકે પણ અનુભવ થઈ શકે નહિ એટલે વસ્તુત બધા મનુષ્યો સગુણના ઉપાસકો છે ગીતા ૧૦-૯—મારી સત્તા વડે મને આધીન પ્રકૃતિ (કે જે સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી નથી) સ્થાવર જગમ જગતને ઉત્પન્ન કરે છે અને તેથી જગતમા પરિવર્તનો થયા કરે છે અને જગત [ઘટમાળની જેમ] ફર્યા કરે છે નારદના ભક્તિસૂત્રો અનુસાર ભક્તિ અમૃતરૂપા અને પ્રેમસ્વરૂપા છે શ્રી શકરાચાર્ય મહાન અદ્વૈતવાદી, અને સૂક્ષ્મ બુદ્ધિવાળા હતા છતા "ભજ ગોવિન્દમ ભજ ગોવિન્દમ્ ભજ ગોવિન્દમ્ મૂઢ મતે" કાવ્યો લખી સગુણ ઉપાસના પર ભાર મૂકેલો છે જે તેમની સગુણ ઉપાસનામા માન્યતા છે એમ પુરવાર કરે છે પરા પ્રકૃતિ—મૂળ—પ્રકૃતિ બધામા છે કેમકે પરમ્ આત્મન્ સર્વવ્યાપક છે—બધામા હોય તે મૂર્તિમા ન હોય એમ માનવાથી અને તે પ્રમાણે વર્તન રાખવાથી આધ્યાત્મિક ઉત્કર્ષ અટકે છે ઘણી વસ્તુઓ આપણે આખોથી જોઈ શકતા નથી— અને ઘણી વસ્તુઓ આકાશકુસુમવત્ છે, મૃગજળ જેવી ખોટી છે અજ્ઞાન કાર્ય માયા વડે ભ્રાંતિ ઉત્પન્ન કરે છે દહીંમા માખણ છે પણ નરી આખે દેખાતુ નથી મન્થન કરવાથી દેખાય છે ભક્તિ પરિપકવ થતા જ્ઞાનમા પરિણમે છે અને જીવાત્મા અને જગદાત્મા જુદા હોવાની ભેદબુદ્ધિ નાશ પામે છે

ઈન્દ્રિયાતીત, અવ્યકત, અનત, નિર્ગુણની ઉપાસના થઈ શકતી નથી એટલે ભાગવતકારે શ્રવણ, કીર્તન, પાદસેવન, અર્ચન, સ્મરણ, દાસ્ય, સખ્ય, વદન અને આત્મનિવેદન— એવી નવ પ્રકારની ભક્તિ કરવાનુ જણાવ્યું છે ઉપાસ્ય અને ઉપાસક એવી ભેદબુદ્ધિ પૂર્ણ રીતે હમેશના માટે ટાળી શકાતી નથી એટલે સગુણ ઉપાસના દ્વારા પરમ આત્મન્ સાથે પ્રેમ જોડી, ચિત્ત વૃત્તિને પરમ આત્મન્મા તદાકાર થવા માટે ચિત્તની સામે કાઈ 'પ્રત્યક્ષ' નામ અને રૂપવાળી વસ્તુ રાખ્યા વિના અતિમ ધ્યેયપ્રાપ્તિમા પ્રગતિ થઈ શકતી નથી આ "પ્રત્યક્ષ" માર્ગ તે જ અન્ અન્ય ભક્તિ— પરા ભક્તિ—છે અને સાચુ જ્ઞાન છે બેમા શુ શ્રેષ્ઠ છે એવા અર્થહીન પ્રશ્નોની ચર્ચાથી કાઈ હેતુ સરતો નથી ઉત્કૃષ્ટ અન્ અન્ય ભક્ત અને સાચો જ્ઞાની બધામા પોતાની જાતને અને બધાને પોતામાં જુએ છે આવી પરા ભક્તિના માર્ગે અમને દોર!

શ્રી રામકૃષ્ણ પરમહસે સર્વમા ઈશ્વરને જોનાર એક મહાત્માનુ દૃષ્ટાત આપ્યુ છે એક જમીનદાર તેના ખેડૂતોને વધારે સતાવતો આવી સતામણી કરવી નહિ એવો મહાત્માએ જમીનદારને બોધ આપ્યો— સૂર્યાસ્ત પછી મહાત્મા જગલમા ગયેલ જમીનદાર મહાત્માને બેભાન થઈ જાય એ હદે માર મરાવ્યો— મહાત્મા બેભાન થઈ જમીન ઉપર ઢળી પડ્યા— તેના શિષ્યોને તપાસ કરતા સજ્ઞારહિત સ્થિતિમા મહાત્માનો દેહ મળ્યો, જેને આશ્રમમા લાવ્યા સારવાર કરતા બે-ત્રણ કલાકે મહાત્મા કાઈક શુદ્ધિમા આવ્યા એ વખતે તેનો એક શિષ્ય કે જે મહાત્માને ચમચીથી દૂધ પાતો હતો— તેણે મહાત્માએ આખ ઉઘાડી ત્યારે પૂછ્યુ કે તમને કોણે માર્યા? મહાત્માએ ઉત્તર આપ્યો કે જે મને અત્યારે દૂધ પાઈ રહ્યો છે તેણે જ મને માર મારેલો— મારી દૃષ્ટિએ માર મારનાર અને દૂધ પીવરાવનાર એક જ છે

તારે તે કર્મો કરવાં પડશે. તારા હૃદયમાં વસેલો હું મારી માયાશકિત વડે તને અને સહુને ભ્રમણ કરાવું છું; તારા હિત માટે તને પ્રતિજ્ઞાપૂર્વક આ હકીકત કહું છું:

મારો ભકત થા, મારામાં તદાકાર થા, મારું પૂજન કર, સર્વ આધારોનો ત્યાગ કરી મને એકલાને જ આધાર સમજ; હું તને સર્વદોષોમાંથી મુકત કરીશ: નિર્ભય રહે.

જ્ઞાનેશ્વરીમાં કહ્યું છે: અનુગ્રહ વડે મારું જ્ઞાન થાય છે. અને તે જ્ઞાન થવાથી મારો ભકત મદ્રૂપ થઈ મારા શુદ્ધ સ્વરૂપમાં મળી જાય છે: રજ્જુ પર સર્પનો ભાસ થએલો હોય છે તે રજ્જુ હાથમાં લીધા પછી જેમ સર્પભ્રમ નષ્ટ થાય છે તે પ્રમાણે ધર્માધર્મનો ભાસ કરાવનાર જે અજ્ઞાન તે નાશ થએથી જુદા જુદા માર્ગો, વિચારો, ધર્મો જતા રહે છે. મારે આધારે આવ્યા છતાં 'હું જીવ છું' એવો વિચાર સેવીશ નહીં. લોખંડને સાફ કરી ખીંટીએ ટાંગીએ તો પણ લોહને કાટ ચડે છે, પરંતુ પારસમણિના સ્પર્શથી જ્યારે લોહ સુવર્ણ થાય છે ત્યારે તેને મૃત્તિકામાં કાઢવામાં આવે છતાં તેને કાટ ચડતો નથી. સર્વરૂપોનું રૂપ, સર્વ દેશનું વસતિસ્થાન શ્રી કૃષ્ણે પોતાને શરણે આવેલા ધર્મવીર, કર્મવીર, અને અન્ અન્ય ભકત અર્જુનને આલિંગન દીધું. આ રીતે ભગવાન કૃષ્ણે પોતાનું હૃદય મેળવી પોતાના હૃદયમાંનું જ્ઞાન અર્જુનના હૃદયમાં પૂર્યું અને દેવ અને ભકતના દ્વૈતનું ખંડન કર્યા વિના અર્જુનને આત્મસ્વરૂપ કર્યો તે વખતે અર્જુનને આનંદ સૌખ્યનું જે પુર આવ્યું તેમાં ભગવાન સર્વ-વ્યાપક હોવા છતાં પણ ડૂબી ગયા. શ્રી કૃષ્ણ અને અર્જુન ઉભય એ આલિંગન પ્રેમને શમાવી શકયા નહીં! તેના રહસ્યને અન્ય કોણ જાણે? સર્વ વિશ્વ નારાયણરૂપ જ થઈ ગયું.

જ્ઞાનેશ્વરની કોટીના સમકાલીન યોગી શ્રી મુકુન્દરાજ તેના પરમામૃત નામના ગ્રંથમાં કહે છે: જ્યારે મનોવ્યાપાર વિરામ પામે છે ત્યારે વાયુ વિનાના નિ:ચલ દીપકની માફક મન સ્થિર થાય છે; અહંકાર સ્વ-સ્વરૂપમાં ગળી જાય છે. જેણે સંકલ્પ વિકલ્પાત્મક મનમાંથી મુકિત મેળવી છે તેનાં બધાં કર્મો નાશ પામે છે. આવો જ્ઞાની, ભકતનો કે યોગી એક જ કક્ષાના સાક્ષાત્કાર પામેલા પુરુષો છે. તેઓ લોકોમાં ભકિતમાર્ગના રહસ્યનો પ્રચાર કરે છે અને પોતે ભક્તિમાર્ગમાં રહીને જનસમૂહને ભકિતનો સન્માર્ગ દેખાડે છે. જીવ અને ઈશ્વરની એકતાનો જ્યારે અને સમત્વનો અનુભવ કરાવે છે અને જગતરૂપી દ્વૈત ટાળે છે. આત્મ-જ્ઞાનનો અપરોક્ષ અનુભવ ગુરુ દ્વારા મળે છે. અપરોક્ષ અનુભવ વાંચન કે શ્રવણથી પ્રાપ્ત કરવાનું કાર્ય મુશ્કેલ છે. વાંચનશ્રવણ કેવળ ગુરુજ્ઞાનની પિપાસા જાગ્રત કરે છે. માયાએ ઢાંકી દીધેલ જ્ઞાન પરનો પટ દૂર કરી મોક્ષનું અપરોક્ષ દર્શન ગુરુ શિષ્યને કરાવે છે.

બ્રહ્મનિષ્ઠ સ્વ. યોગી અરવિન્દે ગીતાના અઢારમા અધ્યાયના આવતા વિષયો પર જે મત વ્યક્ત કર્યો છે તેનો ટૂંક સાર:

[ક] સાંખ્ય મત અનુસાર જ્ઞાન, કર્મ અને કર્તા આ ત્રણે સત્વ, રજસ અને તમસ(ત્રણ ગુણો)થી થાય છે.

સુધી મોહથી–મૂઢત્વથી–મૂર્છાત્વથી ઘેરાઈ કર્મો કરે છે ત્યાં સુધી કર્તૃત્વાભિમાન વધતું રહે છે અને શાશ્વત સુખ પ્રાપ્ત કરવાનું ધ્યેય વધારે ને વધારે વેગળું થતું જાય છે.

કામનાથી ભરેલાં કર્મો કામ્ય કર્મ છે. કામનાવાળો મનુષ્ય કામનાઓની તૃપ્તિ અર્થે અનેક પ્રકારની આશાઓના મહેલો બાંધે છે. બીજાં કર્મો સ્વાભાવિક કર્મો છે જેવાં કે શ્વાસોચ્છ્વાસ લેવો. દેહની રક્ષા પૂરતો સાત્ત્વિક અને મિતાહાર કરવો. વસ્તુત: કામ્ય કર્મોનો ત્યાગ એ જ સાચો સંન્યાસ છે. જ્ઞાન, જ્ઞેય અને પરિજ્ઞાતા એવી ત્રણ વસ્તુ વડે કર્મ બને છે. કરવાનું શું તેનું નામ જ્ઞેય; કેવી રીતે કરવું તેનું નામ જ્ઞાન અને જાણનાર તે પરિજ્ઞાતા; આવી પ્રેરણા થયા પછી કર્મ થાય છે તેમાં ઇન્દ્રિયો કરણ છે; કરવાનું તે ક્રિયા છે અને તેનો કરનારો તે કર્તા છે: આમ વિચારમાંથી આચાર થાય છે. જેથી આપણે પ્રાણી–માત્રમાં એક જ ભાવે જોવાનું છે.

કર્મનું બંધકત્વ કર્મમાં નથી પણ ફલાશામાં છે. સર્વ કર્મ દોષવાળાં અને તેથી ત્યાજ્ય એ છે મત સાથે ગીતા સંમત નથી.

આ અધ્યાયના ૪૦થી ૫૭ સુધીના શ્લોકોનો સાર: પૃથ્વી પર દેવલોક કે સ્વર્ગમાં એવો કોઈ પ્રાણી કે પદાર્થ નથી કે જે ત્રિગુણાત્મક પ્રકૃતિથી ઉત્પન્ન થતાં પરિણામોમાંથી મુક્ત હોય. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનાં કર્મો તેમની પ્રકૃતિથી–સ્વભાવથી ઊપજતા ગુણોને લીધે જુદાં જુદાં છે. શમ, દમ, તપ, શૌચ, શ્રદ્ધા, નિગ્રહ, આર્જવ, જ્ઞાન વિજ્ઞાન–આ કર્મો બ્રાહ્મણના સ્વભાવથી થાય છે. શૌર્ય, તેજ, ધીરજ, પ્રજા-રક્ષા, રણક્ષેત્રનો અત્યાગ, દક્ષતા, અને દાન–આ ક્ષત્રિયના સ્વભાવથી થતાં કર્મો છે. ખેતી, વેપાર, ગૌરક્ષા વૈશ્યોનો સ્વભાવથી થતાં કર્મ છે; અને શૂદ્રનું સેવા ભાવભર્યું કર્મ પણ શૂદ્રનું સ્વભાવથી થનારું કર્મ છે. પોતપોતાના કર્મમાં રત રહી પુરુષ મોક્ષ પામે છે. પરધર્મ આચરવામાં સહેલો હોય અને વધારે સારું ફળ આપનારો હોય તો પણ સ્વધર્મપાલન એ જ કર્તવ્ય છે.

આસક્તિરહિત જીવાત્મા, નિઃસ્પૃહી, નૈષ્કર્મી રહેનાર પુરુષના જેવી શુદ્ધબુદ્ધિ પ્રાપ્ત કરી સિદ્ધિને પામે છે. જેણે દૃઢતાપૂર્વક પોતાની જાતને વશ કરી છે, જેનો આહાર અલ્પ અને સાત્ત્વિક છે. જે ધ્યાનપરાયણ છે, જે અહંકાર, દર્પ, કામ અને પરિગ્રહનો ત્યાગ કરીને મમતારહિત બનેલ છે. તે પુરુષ બ્રહ્માત્મૈક્ય પ્રાપ્ત કરે છે. બ્રહ્મનિષ્ઠ પ્રસન્નાત્મા, ઇચ્છા અને શોકરહિત છે. સમદર્શી છે તેને ભગવાનની પરમભક્તિ પ્રાપ્ત થાય છે; ભક્તિ વડે ભગવાનનું સ્વરૂપ યથાર્થ જાણે છે અને ભગવાનમાં પ્રવેશ કરે છે. ભક્ત મનથી બધાં કર્મોનું ફળ ભગવાનને સમર્પે છે, અને ભગવાનના અનુગ્રહથી અખંડ શાશ્વતપદ પામે છે.

આ અધ્યાયમાં ૫૮થી ૬૬ સુધીમાં આવતા મહત્ત્વના શ્લોકોનો ટૂંકો સાર: હે અર્જુન! મોહને વશ થઈ સ્વભાવજન્ય કર્મો કરવા તું ઇચ્છતો નથી; પણ પરાણે

તારે તે કર્મો કરવાં પડશે. તારા હૃદયમાં વસેલો હું મારી માયાશકિત વડે તને અને સહુને ભ્રમણ કરાવું છું; તારા હિત માટે તને પ્રતિજ્ઞાપૂર્વક આ હકીકત કહું છું:

મારો ભકત થા, મારામાં તદાકાર થા, મારું પૂજન કર, સર્વ આધારોનો ત્યાગ કરી મને એકલાને જ આધાર સમજ; હું તને સર્વદોષોમાંથી મુકત કરીશ: નિર્ભય રહે.

જ્ઞાનેશ્વરીમાં કહ્યું છે: અનુગ્રહ વડે મારું જ્ઞાન થાય છે. અને તે જ્ઞાન થવાથી મારો ભકત મદ્રૂપ થઈ મારા શુદ્ધ સ્વરૂપમાં મળી જાય છે: રજ્જુ પર સર્પનો ભાસ થએલો હોય છે તે રજ્જુ હાથમાં લીધા પછી જેમ સર્પભ્રમ નષ્ટ થાય છે તે પ્રમાણે ધર્માધર્મનો ભાસ કરાવનાર જે અજ્ઞાન તે નાશ થએથી જુદા જુદા માર્ગો, વિચારો, ધર્મો જતા રહે છે. મારે આધારે આવ્યા છતાં 'હું જીવ છું' એવો વિચાર સેવીશ નહીં. લોખંડને સાફ કરી ખીંટીએ ટાંગીએ તો પણ લોહને કાટ ચડે છે, પરંતુ પારસમણિના સ્પર્શથી જ્યારે લોહ સુવર્ણ થાય છે ત્યારે તેને મૃત્તિકામાં દાટવામાં આવે છતાં તેને કાટ ચડતો નથી. સર્વરૂપોનું રૂપ, સર્વ દેશનું વસતિસ્થાન શ્રી કૃષ્ણે પોતાને શરણે આવેલા ધર્મવીર, કર્મવીર, અને અન્ અન્ય ભકત અર્જુનને આલિંગન દીધું. આ રીતે ભગવાન કૃષ્ણે પોતાનું હૃદય મેળવી પોતાના હૃદયમાંનું જ્ઞાન અર્જુનના હૃદયમાં પૂર્યું અને દેવ અને ભકતના દ્વૈતનું ખંડન કર્યા વિના અર્જુનને આત્મસ્વરૂપ કર્યો તે વખતે અર્જુનને આનંદ સૌખ્યનું જે પુર આવ્યું તેમાં ભગવાન સર્વ-વ્યાપક હોવા છતાં પણ ડૂબી ગયા. શ્રી કૃષ્ણ અને અર્જુન ઉભય એ આલિંગન પ્રેમને સમાવી શકયા નહીં! તેના રહસ્યને અન્ય કોણ જાણે? સર્વ વિશ્વ નારાયણરૂપ જ થઈ ગયું.

જ્ઞાનેશ્વરની કોટીના સમકાલીન યોગી શ્રી મુકુન્દરાજ તેના પરમામૃત નામના ગ્રંથમાં કહે છે: જ્યારે મનોવ્યાપાર વિરામ પામે છે ત્યારે વાયુ વિનાના નિ:ચલ દીપકની માફક મન સ્થિર થાય છે; અહંકાર સ્વ-સ્વરૂપમાં ગળી જાય છે. જેણે સંકલ્પ વિકલ્પાત્મક મનમાંથી મુકિત મેળવી છે તેનાં બધાં કર્મો નાશ પામે છે. આવો જ્ઞાની, ભકતનો કે યોગી એક જ કક્ષાના સાક્ષાત્કાર પામેલા પુરુષો છે. તેઓ લોકોમાં ભકિતમાર્ગના રહસ્યનો પ્રચાર કરે છે અને પોતે ભકિતમાર્ગમાં રહીને જનસમૂહને ભકિતનો સન્માર્ગ દેખાડે છે. જીવ અને ઈશ્વરની એકતાનો જ્યારે અને સમત્વનો અનુભવ કરાવે છે અને જગતરૂપી દ્વૈત ટાળે છે. આત્મ-જ્ઞાનનો અપરોક્ષ અનુભવ ગુરુ દ્વારા મળે છે. અપરોક્ષ અનુભવ વાંચન કે શ્રવણથી પ્રાપ્ત કરવાનું કાર્ય મુશ્કેલ છે. વાંચનશ્રવણ કેવળ ગુરુજ્ઞાનની પિપાસા જાગ્રત કરે છે. માયાએ ઢાંકી દીધેલ જ્ઞાન પરનો પટ દૂર કરી મોક્ષનું અપરોક્ષ દર્શન ગુરુ શિષ્યને કરાવે છે.

બ્રહ્મનિષ્ઠ સ્વ. યોગી અરવિન્દે ગીતાના અઢારમા અધ્યાયના આવતા વિષયો પર જે મત વ્યકત કર્યો છે તેનો ટૂંક સાર:

[ક] સાંખ્ય મત અનુસાર જ્ઞાન, કર્મ અને કર્તા આ ત્રણે સત્વ, રજસ અને તમસ(ત્રણ ગુણો)થી થાય છે.

# વેદ-ઉપનિષદ વાક્યો

(૧) प्रज्ञान ब्रह्म

આ હિરણ્યગર્ભ ×× આ વિરાટ, આ સર્વ દેવો ×× પાંચ મહાભૂતો ×× પ્રાણીમાત્ર, સ્થાવર અને જંગમ સર્વ પ્રજ્ઞાના આશ્રયે છે (માટે પ્રજ્ઞાનમ્ બ્રહ્મ છે)

(ઋગ્વેદીય ઐતરેય ૩-૩)

(૨) विज्ञानम् प्रज्ञानम्

જે આ હૃદય અને મન છે તે [અનેક પ્રકારે ભેદ પામેલા છે] સત્તા, અજ્ઞાન, વિજ્ઞાન, પ્રજ્ઞાન, મેધા, દૃષ્ટિ, ધૈર્ય, મતિ, મનીષા, સ્મૃતિ, સંકલ્પ, નિશ્ચય, અસુ, કામ ઈત્યાદિ સઘળી (વૃત્તિઓ) પ્રજ્ઞાનના કારણે થાય છે

(ઋગ્વેદીય ઐતરેય ૩-૨)

(૩) सत्यम्, ज्ञानम, अनन्तम्

(યજુર્વેદીય તૈતરીય ૨-૧)

(૪) श्रोत्रस्य श्रोत्रम्

જે શોત્રનુ શ્રોત્ર, મનનુ મન, વાણીની વાણી, પ્રાણનો પ્રાણ, ચક્ષુનું ચક્ષુ છે (એમ જાણી તેઓમાથી અહમ્ ભાવ ત્યજીને જેઓ વર્તે છે તે ધીર પુરુષો આ શરીરનુ મરણ થતા અમર થાય છે)

(સામવેદીય કેન ૧-૨)

(૫) स होवाच याज्ञवल्क्य ।

યાજ્ઞવલ્કય બોલ્યા 'અરે મૈત્રેયી'

(૫) न वा अरे पत्यु. कामाय पति प्रियो भवति,

आत्मनस्तु कामाय पति प्रियो भवति

न वा अरे जायायै कामाय जाया प्रिया भवति,

आत्मनस्तु कामाय जाया प्रिया भवति ।

न वा अरे पुत्राणा कामाय पुत्रा प्रिया भवन्ति,

आत्मनस्तु कामाय . . .

न वा अरे वित्तस्य कामाय वित्त प्रिय भवति,

आत्मनस्तु कामाय . . . .

[૪] ત્યાર પછી પ્રકૃતિ, પુરુષ, વિવેક, ક્ષર-અક્ષર પરના પુરુષોત્તમનું તાત્ત્વિક સ્વરૂપ,

[૫] દૈવી અને આસુરી સંપદોના વિભાગો અને

[૬] મોક્ષ એટલે કે વાસુદેવ સાથે તાદાત્મ્યભાવ.

બારમા અધ્યાયના બારમા શ્લોકમાં કર્મફળત્યાગને અગ્રગણ્ય સ્થાન આપવામાં આવેલ છે. બારમા અધ્યાયમાં જન્મમરણના દુ:ખદ ચક્રમાંથી છૂટવાનો માર્ગ અનન્ય ભકિત છે એમ જણાવ્યું છે. તેરમા અધ્યાયમાં આ પ્રશ્ન વધારે ઊંડાણથી વિચારાયો છે"આકાશમાં વ્યાપ્ત એક જ સૂર્ય જેમ બધાં ભુવનમંડળોને પ્રકાશિત કરે છે તેમ પરમાત્મા જગતને પ્રકાશે છે. માળાના મણકામાં એક જ દોરો છે તેમ જગતમાં ચેતનતત્ત્વ એક જ છે અને અખંડ છે, દેહે દેહે આત્મતત્ત્વ જુદું જુદું ભાસે પણ આત્મતત્ત્વ એક જ છે તેના ભાગ પાડી શકાતા નથી. ભકિતપરાયણ મનુષ્યો માટે લાંબા વાદોમાં ઊતરવાથી કલ્યાણ નથી. અંતિમ ધ્યેયમોક્ષપ્રાપ્તિ માટે નિષ્કામ કર્મો કરવાં, અનન્ય ભકિત કરવી અને ફળ પરમ આત્મન્‌ને અર્પણ કરવું. ગીતા ૯—ના ૩૪મા શ્લોકમાં ભગવાન કહે છે: જે કાંઈ દાન, તપ કર તે મને અર્પણ કર; હું સર્વ ભૂતોમાં સમ છું; મને કોઈ મિત્ર, શત્રુ નથી પણ જે

વિજ્ઞાની પુરુષને બધાં ભૂતો આત્મસ્વરૂપ બને છે આવુ આત્મૈક્ય જોનારને શોક શો મોહ શો?

(ઈશ ૧-૪)

(૧૨) विज्ञानमानंद ब्रह्म

(બ્રહ્મ ૩-૮-૨૮)

(૧૩) આ પ્રાજ્ઞ સર્વનો ઈશ્વર છે સર્વજ્ઞ અને અંતર્યામી છે અને સર્વનુ જન્મ સ્થાન છે, ભૂતોની ઉત્પત્તિ અને નાશ તેનાથી થાય છે

(માં૰ક્ય ૧-૬)

(૧૪) नित्यम् विभुम् सर्वगतम् सुसूक्ष्मम्

શૌનક નામના એક સુપાત્ર શ્રીમંત શિષ્યે ગુરુ અંગિરસને પૂછ્યુ હે ભગવાન એવુ શુ છે? જે જાણ્યેથી આ બધુ જણાઈ આવે અને બધાનો પાર પામી શકાય?" ગુરુ ઉત્તર આપે છે

[અક્ષર તત્ત્વ] અદ્રશ્ય, [એટલે જ્ઞાનેન્દ્રિયોનો અવિષય] અગ્રાહ્ય [એટલે કે કર્મેન્દ્રિયોનો અવિષય] નિરાકાર, સ્વયંસત્તાક નિત્ય, વિભુ, સર્વવ્યાપક, અતિ સૂક્ષ્મ, અચલ અને અવ્યય છે, જે ભૂતમાત્રનુ કારણ (જન્મસ્થાન) છે તેનુ ધીર પુરુષોને સ્ફુરણ અને અપરોક્ષ દર્શન થાય છે અને તેથી ધીર પુરુષો વસ્તુઓ અને પ્રાણીમાત્રને આત્મારૂપે જુએ છે

(મુંડક ૧ ૧-૬)

(૧૫) अजो नित्य शाश्वतोऽय पुराणो न हन्यते हन्यमाने शरीरे

(કઠોપનિષદ ૨-૧૮)

(૧૬) પરમેશ્વર સ્વયંપ્રકાશિત છે, સૂર્ય, ચંદ્ર કે અગ્નિ કોઈ પરમેશ્વરને પ્રકાશિત કરી શકતા નથી

(ક૰ ૨-૫-૧૫)

(૧૭) नेति नेति

(બૃહદારણ્યક ૨-૩-૬)

(૧૮) एको देव सर्वभूतेषु गूढ
सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।

આ જગતમા જે કઈ સર્વ છે તે બધામા ઈશ્વર વસેલો છે માટે ઈશ્વરના નામથી ત્યાગ કર અને યથાયોગ્યનો ભોગ કર

(શ્વેતા ૬-૧૧)

[૪] ત્યાર પછી પ્રકૃતિ, પુરુષ, વિવેક, ક્ષર-અક્ષર પરના પુરુષોત્તમનું તાત્ત્વિક સ્વરૂપ,

[૫] દૈવી અને આસુરી સપદોના વિભાગો અને

[૬] મોક્ષ એટલે કે વાસુદેવ સાથે તાદાત્મ્યભાવ

બારમા અધ્યાયના બારમા શ્લોકમા કર્મફળત્યાગને અગ્રગણ્ય સ્થાન આપવામાં આવેલ છે બારમા અધ્યાયમા જન્મમરણના દુ ખદ ચક્રમાથી છૂટવાનો માર્ગ અન્ અન્ય ભકિત છે એમ જણાવ્યુ છે તેરમા અધ્યાયમા આ પ્રશ્ન વધારે ઊંડાણથી વિચારાયો છે "આકાશમા વ્યાપ્ત એક જ સૂર્ય જેમ બધા ભુવનમડળોને પ્રકાશિત કરે છે તેમ પરમાત્મા જગતને પ્રકાશે છે માળાના મણકામા એક જ દોરો છે તેમ જગતમા ચેતનતત્ત્વ એક જ છે અને અખડ છે, દેહે દેહે આત્મતત્ત્વ જુદુ જુદુ ભાસે પણ આત્મતત્ત્વ એક જ છે તેના ભાગ પાડી શકાતા નથી. ભકિતપરાયણ મનુષ્યો માટે લાબા વાદોમા ઊતરવાથી કલ્યાણ નથી. અતિમ ધ્યેયમોક્ષપ્રાપ્તિ માટે નિષ્કામ કર્મો કરવા, અન્અન્ય ભકિત કરવી અને ફળ પરમ આત્મન્ ને અર્પણ કરવુ ગીતા ૯—ના ૨૭મા શ્લોકમા ભગવાન કહે છે. જે કાઈ દાન, તપ કર તે મને અર્પણ કર, હુ સર્વ ભૂતોમા સમ છુ, મને કોઈ મિત્ર, શત્રુ નથી પણ જે મારી ભકિત કરે છે તેમા હુ છુ અને તે મારામાં છે દુરાચારી પણ મને ભજવાથી સાધુ થાય છે પાપયોનીના મનુષ્યો પણ જો મારો આધાર લીએ છે તો તેઓ પણ પરમગતિ પામે છે મનથી મારી ભકિત કર, મારુ પૂજન કર, મને નમસ્કાર કર, મારા પરાયણ રહે: આવા યોગથી તુ મને જ પામીશ

વસ્તુત જ્ઞાન અને પરાભકિત જુદા નથી આગળ કહેવાઈ ગયુ છે કે અન્ અન્ય ભકિત આત્મસ્વરૂપા અને પ્રેમસ્વરૂપા છે અને ભકિત ભકિતને વધારે છે

ભૂતમાત્રમા એક જ પરમ તત્ત્વ નિત્ય વ્યાપી રહેલ છે આ પરમ તત્ત્વ નિ:ગુણી સગુણી અને નિ ગુણી-સગુણી એમ ત્રણ પ્રકારનુ છે આત્મદર્શન થયુ હોય તેને પરમ તત્ત્વ એક છે એવો અપરોક્ષ અનુભવ મળે છે આ પરમ તત્ત્વની ઉપાસના કરવી જોઈએ

નિર્ગુણ અવ્યકત અને અજ્ઞેય હોવાથી તદ્રૂપ થયા વિના તેનો અપરોક્ષ અનુભવ થતો નથી નિર્ગુણનો અપરોક્ષ અનુભવ મેળવવાનો વિષય અસ્રાની ધાર પર ચાલવા જેવો કષ્ટદાયી છે, માટે સગુણ ઉપાસનને ઉત્તમ અને સરળ માનવામા આવ્યુ છે સગુણ ઉપાસનામા પરમ આત્મા આપણને સદ્ગતિ આપે છે, આપણા યોગક્ષેમનો બોજો વહે છે પિતા બાળક પુત્રનાં રક્ષણ અને પ્રેમ કરે છે તેમ ભગવાન આપણને પ્રેમ કરી પોતામય બનાવે છે આ પરમ તત્ત્વના પ્રત્યક્ષ અવતાર પરમ-આત્મન્ શ્રી કૃષ્ણના ગીતામા વદેલા નીવેના અને બીજા અનેક વાકયો શ્રદ્ધાપૂર્વક એકાગ્ર ચિત્તે મનન કરવા યોગ્ય છે સાધકે તદનુસાર આચાર રાખવા સતત પ્રયત્ન કરવાનો છે

જે મનને પણ અગોચર છે તેની ઉપાસના કઠીન છે. અવ્યક્તનું ઉપાસન અસ્રાની ધાર પર ચાલવા જેવું કઠીન છે કેમકે ભગવાનનું સ્વરૂપ તો તે એકલો જ જાણે છે. સમય પાકે પોતાના સ્વરૂપનું અનન્ય ભક્તને ઉપનિષદો અનુસાર અનુગ્રહ કરીને પરમાત્મા પોતે જ પોતાના સ્વરૂપનું દર્શન આપે છે. આવો અનુગ્રહ ન થાય ત્યાં સુધી ભગવાનનું દર્શન થતું નથી. ભગવાને કહ્યું છે કે સૃષ્ટિની ઉત્પત્તિ અને લય તેનાથી થાય છે માટે મોક્ષ-પ્રાપ્તિ માટે ભગવાનનો અનુગ્રહ મેળવવા પ્રયત્નશીલ રહેવું.

પરા ભક્તિ નામનું પ્રકરણ પૂરું કરવામાં આવે તે પહેલાં પરા ભક્તિને ટોચે પહોંચેલાં પ્રહ્‌લાદ અને મીરાં એ બેના ઉદ્‌ગારોનો કાંઈક ઉલ્લેખ કર્યો હોય તો સારું.

### પ્રહ્‌લાદ :

નારદના ઉપદેશથી પ્રહ્‌લાદને અપરોક્ષ અનુભવ થયો હતો કે ભગવાન સર્વવ્યાપક છે; વસ્તુમાત્રમાં ભગવાન વસેલા છે. અણુએ અણુમાં પરોવાયેલા છે. તેના વિના કોઈ સ્થાન ખાલી નથી; તેનાથી ભિન્ન કશું નથી. ભગવાનની પ્રાપ્તિ અન્-અન્ય ભક્તિથી થાય છે. હિરણ્યકશ્યપુ ભગવાનનો પ્રતિસ્પર્ધી હતો. ભગવાનની પૂજાને બદલે પ્રહ્‌લાદ હિરણ્યકશ્યપુનું પૂજન કરતો થાય એ માટે ખાસ બંદોબસ્ત રાખવા શિક્ષકોને તેણે આજ્ઞા કરેલી.

ગુરુઓની શિખામણની પ્રહ્‌લાદ ઉપર કાંઈ અસર થઈ નહીં. પ્રહ્‌લાદની ભક્તિ ઉત્કૃષ્ટ હતી તેથી તેની અસર તેની સાથે અભ્યાસ કરનારાં બીજા દૈત્ય બાળકો ઉપર થવા માંડી. તેઓ પણ ભક્તિમાર્ગે ચાલવા લાગ્યા. પ્રહ્‌લાદને મારી નાખવા માટે હિરણ્યકશ્યપુએ તેનાં ઉપર શસ્ત્રો ચલાવ્યાં પણ શસ્ત્રો તેને હાની કે મારી શક્યાં નથી. તેને સમુદ્રમાં ફેંકી દેવામાં આવ્યો પણ સમુદ્ર તેને ડુબાડી શક્યો નહીં. હિરણ્યકશ્યપુએ પ્રહ્‌લાદને પૂછ્યું, કે 'તું કોના બળે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે?' પ્રહ્‌લાદ કહે છે: 'જેણે સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓને વશ કર્યા છે. જે મન, બુદ્ધિ અને ઈન્દ્રિયોના સ્વામી છે. જે પરમાત્મા પોતાની શક્તિ વડે આ જગતને સર્જે છે, પાળે છે અને નાશ કરે છે. જે ભગવાન બધે છે આ થાંભલામાં પણ છે.' હિરણ્યકશ્યપુએ થાંભલામાં પાટુ માર્યું. થાંભલામાંથી નરસિંહ ભગવાન પ્રગટ થાય છે અને હિરણ્યકશ્યપુનો નાશ કરે છે.

ભગવાન પ્રસન્ન થવાથી મોક્ષનું વરદાન માગવા કહે છે: પ્રહ્‌લાદ કહે છે: માત્ર ભાઈભાંડુને છોડી મને એકલાને મોક્ષ જોઈતો નથી. ભગવાન વધારે આગ્રહ કરે છે. પ્રહ્‌લાદ કહે છે: "મને કામનાઓથી લોભાવો નહિ, તમારો આગ્રહ છે એટલે માત્ર એટલું જ માગું છું કે: મારા હૃદયમાં કોઈ દિવસ કોઈ પણ જાતની કામના-ઈચ્છાઓનો અંકુર ફૂટે નહિ!'

# મીરાં

'તાત માત ભ્રાત બધુ, અપનો ન કોઈ
છોડ દઈ કુલકી કાન, કા કરી હૈ કોઈ
સગન ઢિંગ બૈઠ બૈઠ લોક લાજ ખોઈ
ચુનરીકે કિયે ટૂક ઓઢ લઈ લોઈ
મોતી મૂંગે ઉતાર વનમાલા પોઈ
અશુવન જલ સીંચ સીંચ પ્રેમ બેલ બોઈ

---

'પ્યારે દરસન દીજ્યો આય
તુમ બિન રહ્યો ન જાય
આકુલ વ્યાકુલ ફિરુ રૈન દિન,
વિરહ કલેજો ખાય '
'ક્યુ તરસાવો અંતરજામી,
આય મિલો કિરપા કર સ્વામી
મીરા દાસી જનમ જનમકી,
પડી તુમ્હારે પાય '

---

'મ્હારે જનમ મરણ કી સાથી, થાને નહિ,
બિસરૂં દીન રાતી
ઊંચી ચઢ ચઢ પંથ નિહારૂ
રાય રાય અખિયા રાતી '

सांप पिटारा राणा भेज्या, मीरा हाय दियो जाय।
न्हाय धोय जव देखन लागी, सालिग्राम गई पाय॥
जहर का प्याला राणा भेजा, अमरित दिया बनाय।
न्हाय धोय जब पीवन लागी, हो गई अमर अँचाय॥
सूली सेज राणाजी भेजी, दीज्यो मीरा सुलाय।
साझ भई मीरा सोवण लागी, मानो फूल बिछाय॥
'मीरा' के प्रभु सदा सहाई, राखे विघन हटाय।
भजन भाव में मस्त डोलती, गिरधर पै बलि जाय॥

મુખડાની માયા લાગીરે મોહન પ્યારા
મુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું;
મન મારું રહ્યું ન્યારું રે— મોહન૦

સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં જળ જેવું,
તેને તુચ્છ કરી ફરીએ રે; મોહન૦

મીરાં બાઈ બલિહારી, આશા મને એક તારી,
હવે હું તો બડભાગી રે, મોહન૦

---

જો મૈં ઐસા જાનતી પ્રેમ કીયે દુઃખ હોઈ,
નગર ઢંઢેરા પીટતી પ્રેમ ના કીજો કોઈ

હે કાગા! સમતન ખાઈઓ, ચુન ચુન ખાઈઓ માંસ
દો નયન મત ખાઈઓ, પીયા દેખનકી આસ.

卐

પોતાને થતો આન્તરિક ઉદ્વેગ કાઈક ઘટે અને કાઈક શાન્તિનો અનુભવ થાય તે માટે ખિખાઉ સાધકે ગીતામાથી ૧૦૮ શ્લોકો ચૂટી કાઢી ગીતામાળા લખી શ્રદ્ધાપૂર્વક તેનો પાઠ કરવાનો વિચાર રાખેલો

૧૦૮ શ્લોકો પૈકી, ૪૨ શ્લોકો સ્વ આત્મદર્શી રમણ મહર્ષિએ ગૂટેલા અને સકલન કરેલા રાખ્યા

બાકીના ૬૬ શ્લોકો ચૂટવા માટે ઠીક વાચન કર્યું તેમ કરતા લાગ્યુ કે ગીતાની સામાન્ય સમજ માટે ૧૦૮ શ્લોકોની ચૂટણી અને તેના ગુજરાતી અને અગ્રેજી ભાષામા કરેલો અનુવાદ પૂરતા નથી, આમ લાગવાથી ગુજરાતી પ્રસ્તાવના લખી નાખી

પ્રસ્તાવના લખવામા જે કાઈ વાચન વધાર્યુ તે ઉપરથી સ્પષ્ટ લાગવા માડ્યુ કે ભગવાન પ્રેમસ્વરૂપ શ્રી કૃષ્ણે અર્જુનને નિમિત્ત બનાવી જગતના કલ્યાણ માટે જગતને વેદો અને ઉપનિષદોનુ દોહન કરી ગીતામૃતની ભેટ આપી છે

લખી નાખેલી પુસ્તિકામા કાઈ ઉમેરો કરવો જોઈએ એમ લાગવાથી વધારામા પરિશિષ્ટ લખ્યુ છે પ્રસ્તાવના અને પરિશિષ્ટ બન્ને ગુજરાતીમા છે આ પુસ્તિકા ગીતાપ્રેમી સાધકોને વિનામૂલ્યે ભેટ આપવા માટે ફક્ત ત્રણસો નકલો છપાવી છે

આ પુસ્તિકા લખવામા સાધકે ગીતાના વિષયો ઉપર ઘણા ગ્રથો વાચવાનો લાભ અને આનદ મેળવેલા છે મુખ્ય ગ્રથકર્તાના નામો કૃતિ સાથે નીચે પ્રમાણે છે

[૧] યોગનિષ્ઠ આત્મદર્શી સ્વ નથુરામ શર્મા રચિત ઉપનિષદ અને ગીતા

[૨] મિસિસ બેસટ અને રાજા ભગવાનદાસ

[૩] જ્ઞાનેશ્વરકૃત જ્ઞાનેશ્વરી ગીતા

[૪] યોગનિષ્ઠ આત્મદર્શી શ્રી આર એસ ટામ્રેકૃત ગીતા

[૫] સ્વ. મણિલાલ નભુભાઈકૃત ગીતા

[૬] વિચારને આચારમા મૂકનાર અને હાર્દિક રીતે ગીતાને 'જ્ઞાનમાતા' માનનાર ધર્મસકટ વખતે પથદર્શન માટે ગીતામાતાને ખોળે શીશ રાખી ગીતામાથી નવી આશા, નવી શક્તિ, અખૂટ શ્રદ્ધા મેળવનાર સ્વ મહાત્મા ગાધીજી

[૭] યોગનિષ્ઠ, આત્મદર્શી પરમયોગી સ્વ શ્રી અરવિંદ ઘોષ

[૮] સ્વ લોકમાન્ય તિલકનુ ગીતારહસ્ય કે જેને યોગનિષ્ઠ સ્વ અરવિન્દ ઘોષે આ દેશની પ્રાચીન આધ્યાત્મિકતાનુ મધુર ફળ કહેલ છે ગીતારહસ્યમા ગાધીજીના મતે સ્વ લોકમાન્ય તિલકે વેદો-ઉપનિષદો અને ગીતામા જે સશોધન કર્યું છે તેવુ અત્યાર સુધીમા બીજા કોઈએ કર્યું નથી

[૯] કેમ્બ્રીજ, લખનૌ, અને કાશીના યુનિવર્સિટીના પ્રોફેસર ડિક્સન કૃત ગીતા– સ્વ. શ્રી ડિક્સને સંન્યાસ લેતા પૂર્વે સ્વેચ્છાથી કૃષ્ણભક્તિ સ્વીકારેલી અને સંન્યાસ પછીનું જેઓએ પોતાનુ નામ કૃષ્ણપ્રેમ રાખેલું

[૧૦] ડૉ રાધાકૃષ્ણન્‌નો ગીતાગ્રન્થ.

[૧૧] સ્વ મગનલાલ હરિભાઈ વ્યાસનુ ગીતાદોહન ઇત્યાદિ.

[૧૨] શ્રી રાજગોપાલાચારી કૃત ભગવદ્‌ગીતા આ ઉપરાંત ઘણા પ્રાચીન અને અર્વાચીન ગીતા ગ્રન્થો ધ્યાનપૂર્વક વાચવા, વિચારવા અને મનન કરવાથી સાધકના આનરિક ઉદ્વેગમા ઠીક ઠીક ઘટાડો થયા છે ગીતાના વિષય પર નિબંધો–ભાષ્યો–સાર–ટીકાઓ લખનાર જ્ઞાની મહાત્માઓનો સાધક ઋણી છે સાધક સમજે છે કે તે સંસ્કૃત જાણતો નથી એટલે કોઈ કોઈ અર્થનો અનર્થ કર્યો હોય એ બનવાજોગ છે આટલુ છતા સાધક આવા મહાત્માઓનો મોટો ઋણી છે સાધક કૃતજ્ઞતાના ચિહ્‌નરૂપે તેઓને પોતાના હાર્દિક વંદન સમર્પે છે

ભાગવદ્‌, એકાદશસ્કધ અધ્યાય બીજાના ૪૧મા શ્લોકમાં ભગવાને ઉદ્ધવને કહ્યુ છે તેનો સાર

પ્રાણીઓ જુદા, ભગવાન જુદા અને લોકો જુદા આવી ભેદબુદ્ધિ જ્યાં સુધી મનુષ્યોમા છે ત્યા સુધી અન્તિમ ધ્યેયની પ્રાપ્તિ થઈ શકતી નથી; માટે મોક્ષ ઇચ્છનારાઓએ મિત્રો– સગાઓ– ધનદોલત કીર્તિ ઈત્યાદિની આસક્તિ ત્યાગવી અને ભગવાનમા મનને નિત્ય યુક્ત રાખવુ અને સૌ પ્રતિ સમત્વદષ્ટિ રાખવી, કેમ કે દરેક વસ્તુ અને પ્રાણીઓમા સપૂર્ણપણે ભગવાન વ્યાપી રહેલા છે ગરીબાઈ–શ્રીમંતાઈ નાત–જાત જ્ઞાન–અજ્ઞાન ઈત્યાદિ વસ્તુઓનુ વસ્તુત સત્‌મા અસ્તિત્વ નથી પરતુ આ બધા ભેદો ઈશ્વરની માયાનુ કાર્ય છે અને તે વડે મનુષ્યો છેતરાય છે માયા પર વિજય મેળવ્યા વિના મોક્ષ પ્રાપ્ત થતો નથી

ભાગવતના મગલાચરણના રહસ્યપૂર્ણ અદ્‌ભુત શ્લોકમા 'સત્યમ્‌'નુ સ્વરૂપ સમજાવેલું છે આ સ્વરૂપનું સમજપૂર્વક નિત્ય ધ્યાન કરવાના વિષય પર ભાગવતકારે ઘણો ભાર મૂકેલો છે કેમકે આવા ધ્યાનથી પરમાત્માના દર્શનમા વિઘ્ન કરનારી માયા ટળે છે

આ શ્લોકના વાક્યો છૂટા પાડવામા આવે તો આ શ્લોકમા દસ પ્રકારના ઉત્તમ ભાવો રહેલા છે એમ સમજાય છે આ ભાવો નીચે મુજબ છે:

[ક] જે પરમેશ્વરથી આ જગતમા સ્થિતિ અને લય થાય છે

[ખ] ઘડામા માટી અને અલંકારોમા સુવર્ણની પેઠે જે પરમેશ્વર કાર્યરૂપ જગતના વિષે કારણરૂપે વ્યાપી રહેલ છે

[ગ] જે પરમેશ્વર અવિનાશી હોઈ વિનાશી જગતથી ભિન્ન છે.

[ઘ] જે વેદોનો અર્થ જાણવામા બુદ્ધિમાન મનુષ્યોની બુદ્ધિ વિરમી જાય છે,

[ચ] જે પરમેશ્વરે વેદને આદિ કવિ બ્રહ્માના મનમા અતરયામીરૂપે પ્રકાશિત કર્યા છે,

[છ] જે પરમેશ્વર જ્ઞાનરૂપ અને સ્વયપ્રકાશ છે

[જ] જે અધિષ્ઠાન પરમેશ્વરના વિષે તમોગુણના કાર્યરૂપ પચભૂતની સૃષ્ટિ અને સત્ત્વ ગુણના કાર્યરૂપ દેવતાઓની સૃષ્ટિ કલ્પિત હોવા છતાય જે પરમાત્માની સત્તાથી તે સાચી હોય તેમ ભાસે છે

[ઝ] જે પરમેશ્વરે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશથી તમમ્ અને માયાથી થતા અધકારને ટાળી નાખ્યો છે

[ઠ] જે પરમેશ્વરનો ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળમા અને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ–આ ત્રણેય અવસ્થામા નાશ નથી

[ટ] એવા સત્યસ્વરૂપ તથા સર્વથી પર પરમાત્માનું ધ્યાન ધરીએ!
ઉપરોક્ત મગળાચરણનો સસ્કૃત શ્લોક નીચે પ્રમાણે છે

जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञ स्वराट्
तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत् सूरय ।
तेजोवारिमृदा यथा विनिमयो यत्र त्रिसर्गामृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहक सत्य पर धीमहि ॥

१–१–१

પરિશિષ્ટ ધાર્યા કરતા ઘણુ લાબુ થયુ છે એટલે હવે વિરમવુ જોઈએ તે પહેલાં પ્રાર્થના કરીએ કે

[ક] હે સર્વવ્યાપક બળોના બળ વાસુદેવ! ઈન્દ્રિયો દ્વારા મળતા આધિભૌતિક સુખો છોડવાનુ અમને બળ આપ!

[ખ] હે સર્વવ્યાપક વાસુદેવ! તુ એકલો જ વિશ્વનો આધાર છો!

[ગ] હે સર્વવ્યાપક અનુગ્રહમૂર્તે વાસુદેવ! તારુ મોક્ષદાતા દર્શન આપ! તારા અનુગ્રહ વિના તારા સાચા સ્વરૂપનુ દર્શન બીજા કોઈ કરાવી શકે તેમ નથી, કેમકે બધાની ઉત્પત્તિ તારી ઉત્પત્તિ પછી થયેલ છે

[ઘ] હે સર્વવ્યાપક અનુગ્રહમૂર્તે વાસુદેવ! તારા ચુંબકત્વ વડે અમારા ચિત્તમા લોહરૂપી અણુઓને તારામા ચોટાડી રાખ કે જેથી અમારુ ચિત્ત ક્ષણ માટે પણ તારાથી છૂટુ પડી શકે નહિ! ગોળીઓનો વરસાદ વરસતો હોય કે વાત, પિત્ત અને કફથી કઠ રૂધાઈ જતો હોય તો પણ અમારુ ચિત્ત તારામા જ ચોટાડ્યુ રાખ!

[ચ] હે કૃષ્ણ! આખું જગત તારી ઇચ્છા પ્રમાણે નાચી રહ્યું છે બીજાના કાર્યોનું પરિણામ અમને અનુકૂળ ન લાગે તો પણ તેના તરફ આગ્રહ કે ક્રોધ ન થાય એવી ધીરજ અને શ્રદ્ધા આપ! ખરો કર્તા તુ છો અમે તો માત્ર નિમિત્તો છીએ!

[છ] હે કૃષ્ણ! અમારા "હુપણાનો" નાશ કર! અને અણુએ અણુમા સર્વ સ્થળે અને સર્વ કાળે તું એકલો જ વ્યાપી રહ્યો છે એવો પ્રત્યક્ષ અનુભવ આપવાનો અનુગ્રહ કર!

[જ] હે અનુગ્રહમૂર્તે પ્રેમસ્વરૂપ કૃષ્ણ! અમારા એવા મનનો કે જે હુ "પણુ" ઉત્પન્ન કરે છે તેનો નાશ કર!

[ઝ] હે અનુગ્રહમૂર્તે પ્રેમસ્વરૂપ કૃષ્ણ! અણુએ અણુમા સર્વ સ્થળે અને સર્વ કાળે સર્વમા તુ પૂર્ણ રીતે વ્યાપી રહ્યો છે અમને તારુ દર્શન થતું નથી અને શાન્તિ મળતી નથી હે દાતા શાન્તિનુ દાન દે અને દર્શન દે!

[ટ] હે અનુગ્રહમૂર્તે પ્રેમસ્વરૂપ કૃષ્ણ! અમને બહિરમુખપણામાથી અતરમુખપણામા દોર!

[ઠ] હે કૃષ્ણ! હે કૃષ્ણ! અમને દૃઢ વિવેક, વૈરાગ્ય અને નિષ્કામ પ્રેમ આપ!

[ડ] હે કૃષ્ણ! અમને આત્મદર્શીઓનો સતસમાગમ આપ કે જેથી અમે તેઓની સેવા કરતા રહી તઓના સગથી આત્મસાક્ષાત્કારના માર્ગે આગળ વધીએ!

[ઢ] હે કૃષ્ણ તું સર્વશકિત, પ્રેમસ્વરૂપ, અનુગ્રહસ્વરૂપ, અનત, સર્વવ્યાપ્ત, સત્, ચિત્ અને આનંદરૂપ સર્વાત્મા, સર્વેશ્વર, સચરાચરમા ભરપૂર, સમદર્શી આદિમધ્યાન્ત રહિત અને મોક્ષદાતા છો! અનુગ્રહ કરી અમને મોક્ષમાર્ગે આગળ વધાર!

[ણ] હે અનુગ્રહમૂર્તે, પ્રેમમૂર્તે, સૌદર્યમૂર્તે કૃષ્ણ! અમને એવો અપરોક્ષ અનુભવ આપવાની કૃપા કર કે તુ અણુએ અણુમાં સવરાબર વ્યાપી રહ્યો છે અને વધઘટ રહિત છો

[ત] હે અનુગ્રહમૂર્તે, પ્રેમમૂર્તે, આનદમૂર્તે, સૌદર્ય મૂર્તે કૃષ્ણ! અમને એવો અપરોક્ષ અનુભવ આપ કે અખિલ બ્રહ્માડમા તું સર્વ સ્થળે, સર્વ કાળે, સર્વ હૃદયમા વસેલો છે તે તારી માયા વડે અનેક રૂપો ધારણ કર્યાં છે અને એક શિવ હતો તેમાથી અનેક જીવો થયા છે જેમ કનકકુડલમા ભેદ નથી તેમ જીવાત્મા અને જગદાત્મામા ભેદ નથી અમને અન્ અન્ય ભકિત આપ કે જેથી માયાનો પડદો દૂર થાય અને અમે તારુ દર્શન મેળવી કૃતાર્થ થઈએ!

[થ] હે કૃષ્ણ! અમારા નેત્રો આડે પડદો આવી ગયો છે એટલે જિંદગીમા રમતો રમી સુખ મેળવવાની આશા રાખીએ છીએ પણ સુખને બદલે દુ ખ મળે છે હે કૃષ્ણ! અમારા નયનનયનો આડે આવી ગયેલો પટ દૂર કરવાની કૃપા કર કે જેથી તારુ અનુપમ દર્શન થાય!

ગીતાના વિચારોને આચારમા મૂકનારા સ્વ ગાધીજીએ કહ્યુ છે દેહધારી મનુષ્યોથી અમૂર્તની બુદ્ધિ વડે કલ્પના થઈ શકે પણ અનુભવ થઈ શકે નહિ એટલે વસ્તુત બધા મનુષ્યો સગુણના ઉપાસકો છે ગીતા ૧૦-૯--મારી સત્તા વડે મને આધીન પ્રકૃતિ (કે જે સ્વતત્ર અસ્તિત્વ ધરાવતી નથી) સ્થાવર જગમ જગતને ઉત્પન્ન કરે છે અને તેથી જગતમા પરિવર્તનો થયા કરે છે અને જગત [ઘટમાળની જેમ] ફર્યા કરે છે નારદના ભકિતસૂત્રો અનુસાર ભકિત અમૃતરૂપા અને પ્રેમસ્વરૂપા છે શ્રી શકરાચાર્ય મહાન અદ્વૈતવાદી, અને સૂક્ષ્મ બુદ્ધિવાળા હતા છતા "ભજ ગોવિન્દમ ભજ ગોવિન્દમ્ ભજ ગોવિન્દમ્ મૂઢ મતે" કાવ્યો લખી સગુણ ઉપાસના પર ભાર મૂકેલો છે જે તેમની સગુણ ઉપાસનામા માન્યતા છે એમ પુરવાર કરે છે પરા પ્રકૃતિ—મૂર્તો—પ્રકૃતિ બધામા છે કેમકે પરમ્ આત્મન્ સર્વવ્યાપક છે—બધામા હોય તે મૂર્તિમા ન હોય એમ માનવાથી અને તે પ્રમાણે વર્તન રાખવાથી આધ્યાત્મિક ઉત્કર્ષ અટકે છે ઘણી વસ્તુઓ આપણે આખોથી જોઈ શકતા નથી— અને ઘણી વસ્તુઓ આકાશકુસુમવત્ છે, મૃગજળ જેવી ખોટી છે અજ્ઞાન કાર્ય માયા વડે ભ્રાતિ ઉત્પન્ન કરે છે દહીંમા માખણ છે પણ નરી આખે દેખાતુ નથી મન્થન કરવાથી દેખાય છે ભકિત પરિપકવ થતા જ્ઞાનમા પરિણમે છે અને જીવાત્મા અને જગદાત્મા જુદા હોવાની ભેદબુદ્ધિ નાશ પામે છે

ઈન્દ્રિયાતીત, અવ્યકત, અનત, નિર્ગુણની ઉપાસના થઈ શકતી નથી એટલે ભાગવતકારે શ્રવણ, કીર્તન, પાદસેવન, અર્ચન, સ્મરણ, દાસ્ય, સખ્ય, વદન અને આત્મનિવેદન— એવી નવ પ્રકારની ભકિત કરવાનુ જણાવ્યું છે ઉપાસ્ય અને ઉપાસક એવી ભેદબુદ્ધિ પૂર્ણ રીતે હમેશના માટે ટાળી શકાતી નથી એટલે સગુણ ઉપાસના દ્વારા પરમ આત્મન્ સાથે પ્રેમ જોડી, ચિત્ત વૃત્તિને પરમ આત્મન્મા તદાકાર થવા માટે ચિત્તની સામે કાઈ 'પ્રત્યક્ષ' નામ અને રૂપવાળી વસ્તુ રાખ્યા વિના અતિમ ધ્યેયપ્રાપ્તિમા પ્રગતિ થઈ શકતી નથી આ "પ્રત્યક્ષ" માર્ગ તે જ અન્ અન્ય ભકિત— પરા ભકિત—છે અને સાચુ જ્ઞાન છે બેમા શુ શ્રેષ્ઠ છે એવા અર્થહીન પ્રશ્નોની ચર્ચાથી કાઈ હેતુ સરતો નથી ઉત્કૃષ્ટ અન્ અન્ય ભકત અને સાચો જ્ઞાની બધામા પોતાની જાતને અને બધાને પોતામાં જુએ છે આવી પરા ભકિતના માર્ગે અમને દોર!

શ્રી રામકૃષ્ણ પરમહસે સર્વમા ઈશ્વરને જોનાર એક મહાત્માનુ દષ્ટાત આપ્યુ છે એક જમીનદાર તેના ખેડૂતોને વધારે સતાવતો આવી સતામણી કરવી નહિ એવો મહાત્માએ જમીનદારને બોધ આપ્યો— સૂર્યાસ્ત પછી મહાત્મા જગલમા ગયેલ જમીનદાર મહાત્માને બેભાન થઈ જાય એ હદે માર મરાવ્યો— મહાત્મા બેભાન થઈ જમીન ઉપર ઢળી પડ્યા— તેના શિષ્યોને તપાસ કરતા સજ્ઞારહિત સ્થિતિમા મહાત્માનો દેહ મળ્યો, જેને આશ્રમમા લાવ્યા સારવાર કરતા બેત્રણ કલાકે મહાત્મા કાઈક શુદ્ધિમા આવ્યા એ વખતે તેનો એક શિષ્ય કે જે મહાત્માને ચમચીથી દૂધ પાતો હતો— તેણે મહાત્માએ આખ ઉઘાડી ત્યારે પૂછ્યુ કે તમને કોણે માર્યા? મહાત્માએ ઉત્તર આપ્યો કે જે મને અત્યારે દૂધ પાઈ રહ્યો છે તેણે જ મને માર મારેલો— મારી દષ્ટિએ માર મારનાર અને દૂધ પીવરાવનાર એક જ છે

ભૂતમાત્રમાં એક જ આત્મા સચરાચર વ્યાપી રહેલો છે એવો અનુભવ થવા માટે ઉત્કૃષ્ટ કોટિની સાત્ત્વિક અને અતિ સૂક્ષ્મ બુદ્ધિ જોઈએ દુનિયાના લાખો માણસો આવી બુદ્ધિ ધરાવતા નથી એટલુ જ નહિ પણ આધ્યાત્મિક તત્ત્વોની સામાન્ય મૌલિક સમજ ધરાવતા નથી જે વિદ્વાન લોકો સૂક્ષ્મ બુદ્ધિ ધરાવે છે તેઓમા ઘણા મતભેદો છે એટલે તેમને અનેકમા વ્યાપી રહેલા એક મૌલિક તત્ત્વનું ખરુ જ્ઞાન નથી ।

ઉપનિષદ કાળમાં પણ ઘણા વિદ્વાનો અને ઋષિઓ આત્મતત્ત્વ, જીવ, જગત ઈશ્વર, ઈત્યાદિ વિષયો ઉપર મતભેદો ધરાવતા

આ હકીકતના સમર્થનમા ઈશોપનિષદે માત્ર અઢાર મંત્રો આપેલા છે મત્રોમા (૧) તત્ત્વમીમાસા, (૨) કર્મમીમાસા અને (૩) ભક્તિમીમાસાનો સમાવેશ થાય છે ઈશોપનિષદનો પાઠ ઘણો મહત્ત્વનો છે એને શક્તિપાઠ પણ કહે છે

ઉપર કહેવાઈ ગયુ છે કે ઘણા માણસોમા સૂક્ષ્મ બુદ્ધિ નથી એટલે તેઓ ઈશ્વરને શી રીતે સમજે? આ પ્રશ્નનો ઉત્તર આડકતરી રીતે ઈશોપનિષદમાં આવે છે ઈશોપનિષદમા કહેવામા આવ્યુ છે કે

ભક્તિરૂપી રસાયણથી સહુને—ભણેલાને, નહિ ભણેલાને—ઈશનું એટલે કે સત્યનું અપરોક્ષ દર્શન થાય છે પરતુ સત્યને ઢાકી દેનારુ પ્રલોભનકારી મોહક સોના જેવુ ચકચકિત ઢાકણુ ઈશના અર્થાત સત્યના અપરોક્ષ દર્શનમા આડે આવે છે માટે શબ્દો વડે આ ઢાકણ દૂર કરવાની પ્રાર્થના અને મથન કરવુ જોઈએ આમ કરનારને અનુગ્રહમૂર્તે ઈશ પોતાના તાત્ત્વિક સ્વરૂપનુ દર્શન આપે છે હે અનુગ્રહમૂર્તે અનુગ્રહ કરી આ ઢાકણ દૂર કર!

卐

॥ ॐ ॥

વેદો ચાર છે અને મુખ્ય ઉપનિષદો ૧૩ છે તેમાથી

(૧) ઐતરેય (૨) તૈતરેય (૩) બૃહદ્ (૪) કઠ (૫) ઈશ

(૬) છાન્દોગ્ય (૭) માંડૂક્ય (૮) કેન (૯) પ્રશ્ન (૧૦) મુંડક

(૧૧) શ્વેતાશ્વતર વધારે મહત્ત્વના છે

ગીતાના દરેક અધ્યાયના અતે છેલ્લુ વાક્ય આવે છે તે અનુસાર ગીતા બ્રહ્મવિદ્યા (Science of Eternal) અને યોગશાસ્ત્ર છે ઘણા ઉપનિષદોમાં આદેશ આપવામા આવ્યો છે કે ઉપનિષદોનુ જ્ઞાન ગુહ્ય છે અને એકાતમા સુપાત્ર, સયમી જ્યેષ્ઠપુત્ર કે શિષ્ય સિવાય બીજા કોઈને આ ગુહ્ય જ્ઞાન આપવાનુ નથી માત્ર વેદવિત્ત અને બ્રહ્મનિષ્ઠ અધિકારીઓનેજ બ્રહ્મવિદ્યા કહેવી આ બ્રહ્મવિદ્યા મન અને બુદ્ધિથી પર છે અને અતરમાથી ઋષિઓને આ વિદ્યા અથવા જ્ઞાન સ્ફૂર્યું છે અને તેથી આ જ્ઞાન અથવા વિદ્યાને શ્રુતિમા અપૌરુષેય કહેવામા આવે છે મુખ્ય ઉપનિષદોમાં મહત્ત્વના વિષયોની તાત્ત્વિક મીમાસા થએલી હોવાનુ દેખાઈ આવે છે આ મીમાસાઓમા વિશ્વ કોણે ઉત્પન્ન કર્યું, કોણ તેને ટકાવે છે અને સહારે છે અને યજ્ઞ, તપ, દાન, આહાર શ્રદ્ધા ઈત્યાદિના આચારવિચાર સાથેના જીવનની મીમાસા સૂક્ષ્મ અને તાત્ત્વિક રીતે કરવામા આવેલી દેખાય છે

ગીતાના વાક્યો એ વેદો અને ઉપનિષદોના વાક્યોનુ દોહન છે અને બન્ને વચ્ચે ઘણુ સામ્ય છે વિશ્વ કેમ ઉત્પન્ન થયુ, કોણ તેને ટકાવે છે અને કોના આધારે વિશ્વનો વિસ્તાર થયો છે—આવા મહત્ત્વના પ્રશ્નોના હૃદય અને બુદ્ધિને સતોષ મળે એવા ઉત્તરો ગીતામા અપાયા છે સહુનુ યોગક્ષેમ કેમ સચવાય અને સહુનુ અતિમ કલ્યાણ કેમ થાય એ પ્રશ્નોનુ શોધન વ્યકિત—સમષ્ટિની દષ્ટિએ કરાયું છે જાણે—અજાણે આત્યાતિક સુખ શોધતો જીવાત્મા આ પ્રશ્નોની શોધ અનેક જન્મો થયા કરે છે અને અનેક જન્મોના અતે અનન્ય ભકિત વડે મૌલિક પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરવામા આધ્યાત્મિક ભૂમિકાઓમા આગળ વધે છે, ગીતા ૪—૨૩મા કહ્યું છે તે અનુસાર સર્વ કર્મનુ જ્ઞાનમાજ પર્યવસાન થાય છે ગીતા એ વેદો અને ઉપનિષદોનું દોહન છે ગીતામા જીવનના મહત્ત્વના વિષયોનો સ્પષ્ટ અને નિશ્ચયાત્મક મત આપવામા આવ્યો છે આ વિષયો બહુધા નીચે પ્રમાણે છે

(ક) મનવાણીને અગોચર, અગ્રાહ્ય, નિરાકાર, સ્વર્ણસત્તાવાણું, અજન્મા, નિત્ય, સનાતન, સર્વવ્યાપક, અચળ, મૌલિક આત્મતત્ત્વ

(ખ) જ્ઞાન–નિર્ગુણનું ઉપાસન (ગીતા અધ્યાય ૭, ૫, અને ૧૩).

(ગ) કર્મ સિદ્ધાંત–મીમાંસા

(ઘ) સગુણનું ઉપાસન–પરાભક્તિ (ગીતા અધ્યાય ૧૦, ૧૧, ૧૨, ૧૫ અને ૧૮).

(ચ) પ્રતીકોપાસના (ગીતા અધ્યાય ૧૦)

(છ) ધ્યાનની એકાગ્રતા માટે ચિત્ત વૃત્તિનો નિરોધ (ગીતા અધ્યાય ૬)

(જ) ત્રિગુણ નિરૂપણ (ગીતા અધ્યાય ૧૪)

(ઝ) જ્ઞાન વિજ્ઞાનયોગ (ગીતા અધ્યાય ૭)

(ટ) રાજવિદ્યા–રાજગુહ્યયોગ (ગીતા અધ્યાય ૯)

(ઠ) શ્રદ્ધા, યજ્ઞ, તપ, દાન, આહાર ઇત્યાદિ વિષયોનું નિત્ય કર્તવ્યપાલન

વેદો ચાર છે દરેક વેદને અનેક શાખા છે દરેક શાખાની એક ઉપનિષદ છે મુક્તિ ઉપનિષદ અનુસાર મોક્ષ માટે માંડૂક્ય ઉપનિષદ પૂરતી છે

(૧) ઋગ્વેદીય ઉપનિષદ—ઐતરેય

(૨) યજુર્વેદીય ઉપનિષદ—તૈતરેય, બૃહદ, કઠ, ઈશ અને શ્વેતાશ્વતરોપનિષદ.

(૩) સામવેદીય ઉપનિષદ—છાંદોગ્ય અને કેન

(૪) અથર્વવેદીય ઉપનિષદ—પ્રશ્ન, મુંડક અને માંડૂક્ય

ॐ प्रज्ञान ब्रह्म, ॐ अहम् ब्रह्मास्मि, तत् त्वम् असि અને ॐ अयम् आत्मा ब्रह्म–આ ચાર મહાવાક્યો છે

વેદ ઉપનિષદોનાં અને સામ્ય ધરાવતા ગીતાવાક્યો નીચે આપેલાં છે આ કાર્યની શરૂઆત કરીએ તે પહેલા આત્મદર્શી ઋષિઓને પ્રણામ કરીએ.

(૧) ઉપનિષદો જેને ઈશ, ઈશ્વર, પ્રભુ, પરમ્ આત્મન, દેવકીપુત્ર શ્રીકૃષ્ણ, ક્ષરઅક્ષર પરમ પુરુષોત્તમ વગેરે નામોથી પૂજે છે, જે સત્યનુ સત્ય છે જે માયા મૃત્યુ–અજ્ઞાન–મૂર્છત્વ ઇત્યાદિનો નાશ કરે છે, જે અભયરૂપ પ્રેમરૂપ અને કલ્યાણરૂપ છે જે અનુગ્રહ કરી પોતાના ગુહ્ય સ્વરૂપનુ અનન્ય ભક્તોને અપરોક્ષ દર્શન અને મોક્ષ આપે છે, જે સર્વવ્યાપક છે એટલે જેમાં સહુ વસે છે, જે મોહ અને ઇચ્છારૂપ શત્રુનો નાશ કરે છે; જે સર્વશક્ત અને સર્વશક્તિ, અવિનાશી અને ફેરફાર વિનાનું મૌલિક તત્ત્વ છે, જેણે સચરાચરને આવરી લીધુ છે; અને બહુનામ થવાની પ્રેમયુક્ત ભાવના થવાથી જેણે (મૂળ પુરુષે) પોતાની જાતનો ભોગ આપી સમર્પણ કરી વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરે છે

(૨૯) જેમ પાણીથી સદા ભરાઈ રહેલા ભરપૂર સમુદ્રમાં અનેક નદીઓનાં નીર પ્રવેશે છે તો પણ તે અચળ સ્થિતિમાં રહે છે તેમ જે પુરુષ સર્વ વિષયોને તજે છે તે પુરુષ અચળ રહી શાંતિ મોક્ષ પામે છે; પણ વિષયોની સ્પૃહા રાખનારો પુરુષ શાંતિ પામતો નથી.

(ગીતા ૨-૭૦)

(૩૦) જે પુરુષ સર્વ ઈન્દ્રિયોનો સંયમ કરીને સ્થિર બુદ્ધિ કરીને મારા વિષે પરાયણ રહે છે અને જેની ઈન્દ્રિયો વશ છે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત એટલે કે સ્થિર થયેલી છે.

(ગીતા ૨-૬૧)

(૩૧) જે મનુષ્યના તાબામાં પોતાનું મન છે અને જે રાગદ્વેષથી રહિત થયેલ છે અને ઈન્દ્રિયોને ઈન્દ્રિયોના વિષયોમાં યુક્ત થવા દેતો નથી અને જેણે આત્મા વડે રાગદ્વેષ શાંત કરી દીધા છે તે પુરુષ ચિરકાળની નિર્વાણ શાંતિ ભણી ગમન કરે છે.

(ગીતા ૨-૬૪)

(૩૨) આ બ્રહ્મદશાને પામેલો સ્થિતપ્રજ્ઞ મોહમાં પડતો નથી અને અંતકાળે બ્રહ્મ-નિર્વાણ પ્રાપ્ત કરે છે.

(ગીતા ૨-૭૨)

(૩૩) જે મને સર્વમાં જુએ છે અને સર્વને મારામાં જુએ છે તે મનુષ્ય અને હું એક જ છીએ, જુદાં નથી.

(ગીતા ૬-૩૦)

(૩૪) હે અર્જુન! જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે કેમ કે સર્વ કર્મો સંપૂર્ણ રીતે જ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે માટે પ્રણિપાતથી એટલે કે નમસ્કાર અને સેવા કરીને તત્ત્વદ્રષ્ટા જ્ઞાનીઓને તારી આધ્યાત્મિક મુશ્કેલીઓ બાબત પ્રશ્ન પૂછવાથી તેઓ તને ઉપદેશ આપશે.

(ગીતા ૪-૩૩-૩૪)

(૩૫) બધા વેદોને પૂર્ણપણે હું એક જ જાણું છું; વેદાન્તનો કર્તા અને વેદવેત્તા હું જ છું.

(ગીતા ૧૫-૧૫)

(૩૬) લોકમાં ક્ષર અને અક્ષર એમ બે પુરુષો છે. સર્વ ભૂત ક્ષર છે અને જે કુટસ્થ છે તે અક્ષર છે.

(ગીતા ૧૫-૧૬)

# વેદ-ઉપનિષદ વાક્યો

(१) प्रज्ञान ब्रह्म

આ હિરણ્યગર્ભ × × આ વિરાટ, આ સર્વ દેવો × × પાંચ મહાભૂતો × × પ્રાણીમાત્ર, સ્થાવર અને જંગમ સર્વ પ્રજ્ઞાના આશ્રયે છે (માટે પ્રજ્ઞાનમ્ બ્રહ્મ છે)

(ઋગ્વેદીય ઐતરેય ૩-૩)

(२) विज्ञानम् प्रज्ञानम्

જે આ હૃદય અને મન છે તે [અનેક પ્રકારે ભેદ પામેલા છે] સંજ્ઞા, આજ્ઞાન, વિજ્ઞાન, પ્રજ્ઞાન, મેધા, દૃષ્ટિ, ધૈર્ય, મતિ, મનીષા, સ્મૃતિ, સંકલ્પ, નિશ્ચય, અસુ, કામ ઈત્યાદિ સઘળી (વૃત્તિઓ) પ્રજ્ઞાનના કારણે થાય છે

(ઋગ્વેદીય ઐતરેય ૩-૨)

(३) सत्यम्, ज्ञानम, अनन्तम्

(યજુર્વેદીય તૈતેરીય ૨-૧)

(४) श्रोत्रस्य श्रोत्रम्

જે શ્રોત્રનુ શ્રોત્ર, મનનુ મન, વાણીની વાણી, પ્રાણનો પ્રાણ, ચક્ષુનું ચક્ષુ છે (એમ જાણી તેઓમાંથી અહમ્ ભાવ ત્યજીને જેઓ વર્તે છે તે ધીર પુરુષો આ શરીરનુ મરણ થતા અમર થાય છે)

(સામવેદીય કેન ૧-૨)

(५) स होवाच याज्ञवल्क्य ।

યાજ્ઞવલ્કય બોલ્યા 'અરે મૈત્રેયી!

(५) न वा अरे पत्यु. कामाय पति प्रियो भवति,
आत्मनस्तु कामाय पति प्रियो भवति

न वा अरे जायायै कामाय जाया प्रिया भवति,
आत्मनस्तु कामाय जाया प्रिया भवति ।

न वा अरे पुत्राणा कामाय पुत्रा प्रिया भवन्ति,
आत्मनस्तु कामाय . . .

न वा अरे वित्तस्य कामाय वित्त प्रिय भवति,
आत्मनस्तु कामाय . . . .

न वा अरे ब्रह्मण कामाय ब्रह्म प्रिय भवति,
आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे क्षत्रस्य कामाय क्षत्र प्रिय भवति,
आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे लोकाना कामाय लोका. प्रिया भवन्ति,
आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे देवाना कामाय देवा. प्रिया भवन्ति,
आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे भूताना कामाय भूतानि प्रियाणि भवन्ति,
आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे सर्वस्य कामाय सर्वं प्रिय भवति,
आत्मनस्तु कामाय सर्वं प्रिय भवति ॥

(બૃહ ૨-૪-૫)

( ६) अयम् आत्मा ब्रह्म

(અથર્વવેદીય માહત્મ્ય ૨-૩)

ऋषि ઉદ્દાલકે તેના પુત્ર શ્વેતકેતુને નવ દષ્ટાંતો આપી સમજાવ્યુ છે કે અદ્વિતીય આત્મા છે તે તું જ છો' (છાંદોગ્ય પ્રપાઠક ૬ ખંડ ૧)

( ७) तत् त्वम् असि (અથર્વવેદીય માહત્મ્ય ૨-૩)

( ८) एकम् सत् विप्रा बहुधा वदन्ति (ઋગ્વેદ ૧-૧૬૪-૪૬)

( ९) ॐ अहम् ब्रह्मास्मि, ब्रह्मा स्मीति

પૂર્વે આ બ્રહ્મ જ હતુ તે પોતાને જ હુ 'બ્રહ્મ' એમ જાણતુ હતુ તેથી તે સર્વરૂપ થયુ—હુ બ્રહ્મ છુ આમ અનુસધાન કરે છે તે બ્રહ્મ થાય છે

(બૃહદારણ્યક ૧-૪-૧૦)

(१०) सत्य ज्ञानमनन्त ब्रह्म

(તૈતરેય ૨-૧)

(૧૧) બ્રહ્મના ભય વડે વાયુ વાય છે, સૂર્ય ઉદય થાય છે, અગ્નિ બાળે છે તે પરમ આત્મન્ આનદરૂપ છે

(તૈતરેય ૨-૮)

વિજ્ઞાની પુરુષને બધાં ભૂતો આત્મસ્વરૂપ બને છે આવું આત્મૈક્ય જોનારને શોક શો મોહ શો?

(ઈશ ૧-૪)

(૧૨) विज्ञानमानंद ब्रह्म

(બ્રહ્મ ૩-૯-૨૮)

(૧૩) આ પ્રાજ્ઞ સર્વનો ઈશ્વર છે સર્વજ્ઞ અને અન્તર્યામી છે અને સર્વનું જન્મ સ્થાન છે, ભૂતોની ઉત્પત્તિ અને નાશ તેનાથી થાય છે

(માં૦ક્ય ૧-૬)

(૧૪) नित्यम् विभुम् सर्वगतम् सुसूक्ष्मम्

શૌનક નામના એક સુપાત્ર શ્રીમંત શિષ્યે ગુરુ અંગિરસને પૂછ્યું હે ભગવાન એવું શું છે? જે જાણ્યેથી આ બધું જણાઈ આવે અને બધાનો પાર પામી શકાય?" ગુરુ ઉત્તર આપે છે

[અક્ષર તત્ત્વ] અદૃશ્ય, [એટલે જ્ઞાનેન્દ્રિયોનો અવિષય] અગ્રાહ્ય [એટલે કે કર્મેન્દ્રિયોનો અવિષય] નિરાકાર, સ્વયંસત્તાક નિત્ય, વિભુ, સર્વવ્યાપક, અતિ સૂક્ષ્મ, અચલ અને અવ્યય છે, જે ભૂતમાત્રનું કારણ (જન્મસ્થાન) છે તેનું ધીર પુરુષોને સ્ફુરણ અને અપરોક્ષ દર્શન થાય છે અને તેથી ધીર પુરુષો વસ્તુઓ અને પ્રાણીમાત્રને આત્મારૂપે જુએ છે

(મુંડક ૧ ૧-૬)

(૧૫) अजो नित्य शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे

(કઠોપનિષદ ૨-૧૮)

(૧૬) પરમેશ્વર સ્વયંપ્રકાશિત છે, સૂર્ય, ચંદ્ર કે અગ્નિ કોઈ પરમેશ્વરને પ્રકાશિત કરી શકતા નથી

(ક૦ ૨-૫-૧૫)

(૧૭) नेति नेति

(બૃહદારણ્યક ૨-૩-૬)

(૧૮) एको देव सर्वभूतेषु गूढ
सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।

આ જગતમાં જે કંઈ સર્વ છે તે બધામાં ઈશ્વર વસેલો છે માટે ઈશ્વરના નામથી ત્યાગ કર અને યથાયોગ્યનો ભોગ કર

(શ્વેતા ૬-૧૧)

(૧૯) આ પૂર્ણ બ્રહ્મ તત્ત્વ હાલેચાલે છે અને હાલતું ચાલતું નથી, તે દૂર છે અને નજીક છે, તે સર્વની અંદર પણ છે અને બહાર પણ છે

(ઈશ ૫)

(૨૦) આનંદ બ્રહ્મ છે, આનંદથી સઘળાં ભૂતો ઊપજે છે. ઊપજેલાં આનંદ વડે જીવે છે અને તેમાં અભિન્નરૂપે પ્રવેશ કરે છે
જે આ વસ્તુ જાણે છે તે બ્રહ્મમાં સ્થિર થાય છે અને તે બ્રહ્મ જ બને છે

(તૈત્તરેય ૧-૬)

(૨૧) જે એમ કહે છે કે અમે બ્રહ્મને જાણીએ છીએ તેઓએ બ્રહ્મને જાણ્યું નથી

(કેન ૨-૩)

(૨૨) नेह नानास्ति किंचन
જે ભૂમામાં સુખ છે તે અલ્પમાં નથી

(૨૯) વેદાન્ત (સર્વ જ્ઞાનનો જ્યાં અંત આવે છે તે) તથા વિજ્ઞાન (પ્રકૃતિનું જ્ઞાન) વડે જેમણે (પરમ) અર્થનો સારી રીતે નિશ્ચય કરી લીધો છે તેમ જ સંન્યાસ તથા યોગ વડે જે શુદ્ધ સત્ત્વના (ચિત્તના) થયા છે એવા પ્રયત્નવાન બ્રહ્મ-પરાયણ લોકો મરણકાળે બ્રહ્મલોકમાં જઈ મુક્ત થઈ જાય છે

(મુંડક ૩-૨-૬)

(૩૦) વિશુદ્ધ ચિત્તવાળો મનુષ્ય જે જે વિચારે છે, જેનું જેનું મનન કરે છે, જેની કામનાઓ રાખે છે તે તે કામનાઓ એ મેળવે છે

(મુંડક ૩-૧-૧૦)

(૩૧) निहित गुहाया परमे व्योमन्

(તૈતરીય ૨-૧-૧)

(૩૨) विद्धि त्वमेन निहित गुहायाम्

(કઠોપનિષદ ૧-૧-૪)

(૩૩) एतद् यो वेद निहित गुहाया

(મુંડક ૨-૧-૧૦)

(૩૪) आत्माऽस्य जन्तोर्निहितो गुहायाम्

(કઠોપનિષદ ૨-૨૦)

(૩૫) गुहा प्रविश्य तिष्ठन्तं

(કઠ ૪-૬)

(૩૬) आत्मा गुहाया निहितोऽस्य जन्तोः

(શ્વેતા ૩-૨૦)

નોંધ: ૩૧ થી ૩૬ વાક્યો પરમાત્મન્ મનુષ્યની હૃદયગુહામાં વસેલો છે એમ બતાવે છે

(૩૭) જે મનુષ્ય સાચી વિદ્યા (આત્મજ્ઞાન) ને જાણે છે તે વિદ્યાનું સાચું સ્વરૂપ જાણી અમર થાય છે જે મનુષ્ય અવિદ્યાને જાણી તેને તજે છે તે મૃત્યુથી તરી જાય છે [અહીં જેને વિદ્યા અવિદ્યા કહી છે તેને ગીતા ૪-૧૬માં કર્મ-અકર્મ કહેલ છે]

(ઈશ ૧૧)

(૩૮) ओम् इति एव ध्यायथे આત્માનુ ૐ એવી રીતે ધ્યાન ધરો.

(મુંડક ૨-૨-૬)

(૩૯) ओमित्येदक्षरमुपासीत (અમૃતાદિ ગુણયુક્ત) ૐને ઉપાસો

(છાંદોગ્ય ૧-૪-૧)

(૪૦) ओम् ख ब्रह्म ૐકાર ખ રૂપ અથવા અવિચ્છિન્ન આકાશરૂપ છે

(બૃહદારણ્યક ૫-૧-૧)

(૪૧) ओम् इति इद सर्वं આ સર્વ ૐ છે

(તૈતરીય ૧-૮-૧)

(૪૨) न तत्र सूर्यो भाति न चंद्रतारकं

(મુંડક ૨-૨-૧૦)

(૪૩) આ અમૃત બ્રહ્મ જ પૂર્વમાં, પશ્ચિમમાં, ઉત્તરમાં અને દક્ષિણમાં, ઉપર અને નીચે–બધી દિશામાં સર્વત્ર ફેલાયેલું છે. બ્રહ્મ જ સર્વશ્રેષ્ઠ વિશ્વ છે.!

(મુંડક ૨-૨-૧૧)

(૪૪) सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा

(મુંડક ૩-૧૬)

(૪૫) सत्यनैनं तपसा योऽनुपश्यति

(શ્વેતા. ૧-૧૫)

(૪૬) જેણે પોતાની બુદ્ધિને શુદ્ધ કરેલ છે એવો મનુષ્ય, મન વડે જે ભોગોને ઇચ્છે છે તે ભોગોને પામે છે. તેથી પોતાનો ઉદય કરવાની કામનાવાળા પુરુષે આત્મોપાસકોનો આદર સેવવો.

(મુંડક ૩-૧-૧૦)

(૪૭) ખરેખર, જે પુરુષ બ્રહ્મને જાણે છે તે બ્રહ્મરૂપ થાય છે તે શોકમાંથી આત્યંતિક મુક્તિ મેળવે છે અને હૃદયગ્રંથિઓથી મુક્ત થઈને અમૃત પ્રાપ્ત કરે છે.

(મુંડક ૩-૨-૯)

(૪૮) કોઈ રીતે અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થઈ શકે નહીં: અસત્‌થી સત્ થાય એવું કોઈ દૃષ્ટાંત નથી માટે હે સૌમ્ય, આ જગતની ઉત્પત્તિ પૂર્વે સત્ જ હતું.

(છાંદોગ્ય ૬-૨-૨)

(૪૯) સત્‌ને 'હું' બહુ થાઉં એવો સંકલ્પ થયો. આવો સંકલ્પ કરીને સત્ આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વીરૂપે થયું, અને પૃથ્વીમાંથી અન્ન થયું.

(છાંદોગ્ય ૬-૨-૩)

(૫૦) આ બ્રહ્મના ભય વડે વાયુ વાય છે, સૂર્ય ઉદય થાય છે, આ બ્રહ્મના ભય વડે અગ્નિ બાળે છે, ઇન્દ્ર રક્ષણ કરે છે, આ બધી વસ્તુઓના નિયામક પરમાત્મા આનંદરૂપ છે.

(તૈતરીય ૨-૮)

(૫૧) યજ્ઞ-કર્મની ઉપાસના કરનાર મહિદાસ કહે છે: 'હે રોગ! તું શા માટે મને દુઃખ આપે છે? તું જે આપે છે તે વડે હું મૃત્યુ નહિ પામું.'

(છાંદોગ્ય પ્રપાઠક ખંડ ૨૬)

(૫૨) न कर्म लिप्यते नरे નિષ્કામ કર્મ કરનારો નિયતકર્મ કરવાથી લેપાતો નથી.

(ઈશ ૨)

(૫૩) હરિઃ ॐ !
ईशावास्यम् इदं सर्वं यत्किंच जगत्यांजगत्
तेन त्यक्तेन भुंजीथाः मा गृधः कस्यस्विद् धनम् ॥
(ઈશ ૧)

(૫૪) આત્મતત્ત્વ એક જ સ્થિર અને અચળ છે: તેનો વેગ મન કરતાં પણ વધારે છે: તેથી ઇન્દ્રિયોરૂપી દેવો આગળ જઈ તેમને પકડી શકતા નથી. આ આત્મતત્ત્વ સ્થિર ઊભેલું છે અને બધાય દોડનારાઓને આંટી જાય છે.
(ઈશ ૪)

(૫૫) પરમ તત્ત્વ હાલેચાલે છે તેમ હાલતુંચાલતું નથી. તે દૂર છે તેમ જ નજીક પણ છે. તે સર્વની અંદર અને બહાર છે.
(ઈશ ૫)

(૫૬) જે મનુષ્ય આત્મામાં જ બધાં ભૂતોને અને બધાં ભૂતોમાં આત્માને જુએ છે તે પોતાને ભૂતોથી જુદો માનતો નથી.
(ઈશ ૬)

(૫૭) જે ધામમાં પહોંચતાં વિજ્ઞાની પુરુષોની દૃષ્ટિએ બધાં ભૂતો આત્મરૂપ જ બને છે: આવા ધામમાં એકત્વ જોનારને મોહ શો, શોક શો?
(ઈશ ૭)

(૫૮) તેજસ્વી, દેહરહિત, નિરાકાર, અભેદ્ય, અછેદ્ય, અખંડ, શુદ્ધ, નિરામય, નિષ્પાપ એવા તત્ત્વને આત્માએ ચોમેરથી આવરી લીધેલ છે. ઈશ અંતર્યામી સર્વવ્યાપી, સ્વયંભૂ અને કવિ છે.
(ઈશ ૮)

(૫૯) અમારાં સર્વ કર્મો જાણનાર અને કર્મનું ફળ આપનાર હે અગ્નિદેવ! અમને શોભનમાર્ગે દોર: અમારાં કુટિલ પાપોનો નાશ કરી અમને એવાં પાપોના દોષોમાંથી મુકત કર. ઘણા નમસ્કાર વડે અમે તને નમન કરીએ છીએ.
(ઈશ ૧૮)

(૬૦) જે વાણી, મન, ચક્ષુ, કર્ણ અને પ્રાણને ગોચર નથી તેને तदेव ब्रह्म त्वं विद्धि જાણ.
(કેન ૧-૫-)

(૬૧) ઈશ્વર વિશ્વને અને કાર્યકારણરૂપ ભૂતોને વ્યકત-અવ્યકતને, વિનાશી-અવિનાશીને ધારણ કરી રહેલ છે જીવાત્મા ભોકતૃત્વની વૃત્તિથી અવિદ્યા અને તેનાં કાર્ય દેહ ઇન્દ્રિયાદિ વડે બંધન પામે છે, કિંતુ નિરુપાધિક ઈશ્વરને જાણીને સર્વ બંધનોથી મોક્ષ પામે છે
(શ્વેતાશ્વતર ૧-૮)

(૬૨) સમષ્ટિરૂપ ઈશ્વર અને વ્યષ્ટિરૂપ(જીવાત્મા) પર એકલા ઈશ્વરની જ સત્તા છે. ઈશ્વર આધિભૌતિક પ્રકૃતિ અને તેનાં નામરૂપ અને ક્ષેત્રોને નિયમમાં રાખે છે. પ્રકૃતિ જ્ઞાન વડે વિનાશ પામનારી છે. ઈશ્વર અવિનાશી અને અક્ષર છે; જીવાત્મા પરમાત્માના ધ્યાનથી જીવ ઈશ્વરનો અભેદ પ્રાપ્ત કરે છે અને હું બ્રહ્મ છું એવી વારંવાર તત્ત્વભાવના કરવાથી અને જ્ઞાનનો ઉદય થાય ત્યારે માયાએ ઉત્પન્ન કરેલી ભ્રાન્તિમાંથી નિવૃત્ત થાય છે.

(શ્વેતાશ્વતર ૧-૧૦)

(૬૩) કોઈ દુનિયામાં બુદ્ધિમાન લોકો સ્વયં સ્વભાવને જગતનું કારણ માને છે; બીજા પ્રકારના બુદ્ધિમાનો કે જેઓ અવિદ્યાથી ભ્રાંત-મૂર્છ અને વિવેકરહિત બન્યા છે તેઓ કાળને જગતનું કારણ માને છે; વસ્તુત: સંસારમાં ઈશ્વરની સત્તાથી કાળચક્ર ફરે છે અને સંસાર-ચક્રનું ભ્રમણ થયા કરે છે.

(શ્વે. ૬-૧)

(૬૪) મૌલિક પરમ તત્ત્વ અદ્વિતીય, સ્વયંપ્રકાશિત છે સર્વ પ્રાણીઓમાં ગુપ્ત છે અને સર્વ પ્રાણીઓનો અંતરાત્મા, નિયંતા, નિવાસરૂપ, નામરૂપ અને ગુણરહિત ચેતનરૂપ, અને નિરુપાધિક અવિનાશી, સાક્ષી છે. આ પરમ તત્ત્વ અવિનાશી, સાક્ષી, કર્માધ્યક્ષ છે, અને સર્વ પ્રકારે અને સર્વથી જુદા રહી કેવળ નિર્ગુણપણે વિલસે છે.

(શ્વે ૬-૧૧)

(૬૫) શ્રદ્ધાયુક્ત અંતઃકરણથી જ્ઞાનપૂર્વક અને ઉપાસનાપૂર્વક કરેલું કર્મ ઘણું સામર્થ્યવાન થાય છે.

(છાંદોગ્ય ૧-૧-૧૦)

(૬૬) सर्वं खल्विदं ब्रह्म

આ સર્વ (નામરૂપાત્મક જગત) નિશ્ચય બ્રહ્મ છે, (કારણ કે આ જગત) તે (બ્રહ્મ) માંથી ઉપજેલું, તેમાં લય પામનારું અને તેમાં સ્થિત છે એટલે આ સર્વ બ્રહ્મ છે.

(છાંદોગ્ય ૩-૧૪-૧)

(૬૭) જ્યારે અજ્ઞાન કાળમાં પ્રસિદ્ધ દ્વૈત જેવું પ્રતીત થાય છે ત્યારે ઇતરને જુએ છે, સૂંઘે છે, સ્વાદ લે છે, બોલે છે, સંકલ્પ કરે છે સ્પર્શ કરે છે, પણ જ્યારે જ્ઞાનકાળમાં આ (બ્રહ્મવેત્તા)ને (કર્તા, કર્મ અને કર્મફળ આદિ) સર્વ આત્મા જ થયું ત્યારે કોણ કયા કારણ વડે કોને જુએ, કોને સાંભળે, કોને સૂંઘે, કોને સ્પર્શ કરે, કોનો સ્વાદ લે? ×××× જે સાક્ષીભૂતતત્ત્વ વડે આ સર્વને જાણે છે તે

સાક્ષીને પણ કારણ વડે જાણી શકાતો નથી. नेति नेति (એમ સર્વ ઉપાધિઓના નિષેધ વડે કરાયેલો આત્મા ગ્રહણ કરી શકાતો નથી.)××××આત્મા અસંગ છે તેથી કોઈની સાથે સંબંધ પામતો નથી, બંધન-રહિત છે તેથી વ્યથા કે વિનાશ પામતો નથી.×××અરે, મૈત્રેયી નિશ્ચય મોક્ષનું સાધન અદ્વૈત આત્મજ્ઞાન છે.

(બૃહદારણ્યક ૪-૫-૧૫)

(૬૮) જેવી રીતે નદીઓ વહેતી [છતાં] નામ રૂપને તજીને સમુદ્રમાં સમાઈ જાય છે–એક થઈ જાય છે–તેવી રીતે અન્ અન્ય ભકત નામરૂપનાં બંધનથી મુકત થઈ પરમ આત્મન્માં એકરૂપ થઈ જાય છે.

(મુંડક ૨-૨-૮)

(૬૯) સર્વ લોકોના નેત્રરૂપ સૂર્ય જે પ્રમાણે નેત્રના દોષથી અલિપ્ત રહે છે તેમ સર્વથી ન્યારા એવા વિશ્વવ્યાપક અંતરાત્માને પ્રતિબિમ્બોનો લેપ લાગતો નથી.

(કઠ ૨-૫-૧૦)

(૭૦) સર્વ ભૂતોને વ્યાપીને રહેલા એક જ સ્વરૂપને અનેકરૂપે દેખાડનારા પરમેશ્વરને ધીર પુરુષો પોતામાં રહેલો જુએ છે, અને તેમને સુખની પ્રાપ્તિ થાય છે; બીજાઓને નહિ.

(કઠ ૨-૫-૧૨)

(૭૧) સઘળા અનિત્ય પદાર્થોમાં વ્યાપેલા એક, નિત્ય અને બધા ચેતન પદાર્થોને ચેતના આપવાવાળા, એક હોવા છતાં અનેકોની કામના પૂર્ણ કરવાવાળા પરમેશ્વરને જે ધીર પુરુષ પોતામાં રહેલા જુએ છે તેને શાશ્વત શાંતિ મળે છે, બીજાને નહિ.

(કઠ ૨-૫-૧૩)

(૭૨) આ અવિનાશી બ્રહ્મ આગળ, પાછળ, દક્ષિણે, ઉત્તરે, નીચે, ઉપર, ચારે બાજુએ પથરાઈ ગયું છે. આ બ્રહ્મ જ વિશ્વ છે અને સર્વથી શ્રેષ્ઠ છે.

(મુંડક ૨-૨-૧૧)

(૭૩) આત્માની પ્રાપ્તિ વેદોના અધ્યયનથી થતી નથી, બુદ્ધિની ઝીણવટથી થતી નથી પણ જ્યારે જીવાત્મા આ આત્માને જ વરે છે એટલે કે એની જ પ્રાપ્તિ વાંછે છે તેને જ આત્મા પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે.

(મુંડક ૨-૨-૨૩)

(૭૪) અભાવમાંથી ભાવની ઉત્પત્તિ થઈ શકે નહીં તેથી હે સૌમ્ય જગતની ઉત્પત્તિ થઈ તે પહેલાં કેવળ સત્ હતું; આ સત્ તત્ત્વે 'હું' બહુ થાઉં એવો સંકલ્પ કર્યો તેથી જ જલ, અન્ન ઉત્પન્ન થયાં.

(છાંદોગ્ય ૬-૨-૨-૩)

(૭૫) પિતા ઉદ્દાલકે પુત્ર શ્વેતકેતુને કહ્યુ હે પુત્ર! આ વડમાથી વડનુ એક ફળ લાવ અને ભાગ અને તેમા શુ દેખે છે તે કહે ઉત્તરમા શ્વેતકેતુએ કહ્યુ કાઈ પણ દેખતો નથી પિતાએ કહ્યુ, 'હે સૌમ્ય! વડના બીજનો સૂક્ષ્મ ભાવ જ કાર્યરૂપે આ આવડો મોટો વડ બહાર સ્થિત થયેલો છે

(છાંદોગ્ય ૬-૧૩-૨)

(૭૬) જે નિરતિશય છે તેમા જ સુખ છે, અલ્પતામા તૃષ્ણા છે અને તૃષ્ણા દુ ખનુ બીજ છે તેથી અલ્પમા સુખ નથી

(છાંદોગ્ય ૭-૨૩-૨૩)

(૭૭) બધાની આખોની આખ સૂર્ય, જેમ બીજાની આખોના દોષોને લીધે લેપાતો નથી તે પ્રમાણે સર્વમા વસેલ એક જ અતરાત્મા બહારની પરિસ્થિતિથી લેપાતો નથી

(કઠોપનિષદ ૫-૧૧)

(૭૮) વ્યક્ત પુરુષ કરતા અવ્યક્ત પુરુષ પર છે અવ્યક્ત પુરુષ સર્વવ્યાપક અને સઘળાથી પર છે અને જેને જાણવાથી દરેક જીવત પુરુષ જ્યા મૃત્યુની સત્તા નથી ત્યા પહોંચે છે

(કઠોપનિષદ ૬-૮)

(૭૯) ઈશ્વરનુ સ્વરૂપ આખા વિશ્વને વ્યાપી રહેલ છે, અને એ સ્વરૂપ દષ્ટિ વડે જોઈ શકાતુ નથી મન અને હદય વડે તે સ્વરૂપ જાણી શકાય છે જે આ તત્ત્વ જાણે છે તે અમર બને છે

(કઠોપનિષદ ૬-૮)

(૮૦) અગુષ્ઠમાત્ર અતરાત્મા પ્રાણીમાત્રના હદયમા વસેલો છે દરેક પુરુષે તેને ધૈર્યથી, દેહથી જુદો પાડવો

(કઠોપનિષદ ૬-૧૭)

(૮૧) एको वशी सर्वभूतान्तरात्मा ।
एक रूप बहुधा य करोति ।
तम् आत्मस्थ येऽनुपश्यन्ति धीरा
तेपाम् सुख शाश्वत नेतरेपाम ॥

(કઠોપનિષદ ૨-૧૨)

(૮૨) नित्यो नित्याना चेतनश्चेतनानाम्
एको बहूना यो विदधाती कामान् ।
तम् आत्मस्थ येऽनुपश्यन्ति धीरा
तेपा शाति शाश्वती, नेतरेपाम् ॥

(કઠોપનિષદ ૨ ૧૩)

(૮૩) भिद्यते हृदयग्रंथि. छिद्यन्ते सर्वसंशयाः
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ।
(મુંડક ૨-૨-૮)

(૮૪) नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यं एवैष वृणुते तेन लभ्यस्
तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥

નોંધ: આત્માનું જ્ઞાન વિદ્વત્તાથી કે બુદ્ધિની તીવ્રતાથી થતું નથી; વ્યક્તિ પર અનુગ્રહ કરીને પ્રેમસ્વરૂપ પરમાત્મન્ આત્માના સ્વરૂપનુ મનુષ્યને દર્શન કરાવે છે. આ શ્લોકના ભાવાર્થ પાછળ હેતુ એ રહેલો છે કે સૃષ્ટિની ઉત્પત્તિ પૂર્વે પરમાત્મન્‌ની ઉત્પત્તિ થયેલી છે, પરમાત્મા પછી ઉત્પન્ન થયેલા કોઈ તીવ્ર બુદ્ધિના મનુષ્યને તેના સત્ય સ્વરૂપનુ દર્શન થતું નથી.
(મુંડક ૩-૨-૩)

## ગીતાવાક્યોમાં આવતા વિષયો

મોક્ષપ્રાપ્તિ માટે વસ્તુ અને પ્રાણીમાત્રમાં આત્મૈક્યનો અપરોક્ષ અનુભવ થવો જોઈએ, આ વસ્તુ સમજાય તે માટે ગીતાવાક્યોના મુખ્ય આઠ વિભાગો કરેલા છે.

### (૧) નિર્ગુણ ઉપાસના

નિર્ગુણ ઉપાસના સમજવા માટે બીજા અધ્યાયમાં સમજાવેલ સાંખ્ય સિદ્ધાંત અથવા જ્ઞાન નિષ્ઠા અથવા આત્મસ્વરૂપ યોગના મહત્ત્વના શ્લોકો અને તે ઉપરાંત ૧૩ મા અધ્યાયના મહત્ત્વના શ્લોકો મનન કરવા યોગ્ય છે.

### (૨) સગુણ ઉપાસના

આ હેતુની સિદ્ધિ માટે અધ્યાય ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૫ અને ૧૮ માં સમજાવેલાં સાધનોના આચરણની આવશ્યકતા.

### (૩) ધ્યાનની એકાગ્રતા

### (૪) ધ્યાનની એકાગ્રતા માટે ચિત્તવૃત્તિનો નિરોધ

### (૫) યજ્ઞ, તપ, દાન, આહાર ઇત્યાદિ માટે પારમાર્થિક કર્મપાલન

### (૬) દૈવી સંપદના ગુણોનું ગ્રહણ અને આસુરી સંપદ્‌ના ગુણોનો ત્યાગ

### (૭) જ્ઞાની-વિજ્ઞાની અને રાજયોગીની મનોદશા અને તેના આચારનું પાલન

### (૮) સર્વ પ્રાણીપદાર્થમાં દૃઢ આત્મૈક્યભાવના

卐

# સામ્ય દર્શાવતાં ગીતાવાક્યો

ઉપનિષદો અને ગીતામાં [કે જે ઉપનિષદોનું દોહન છે. તેમાં] મુખ્યત્વે અપરોક્ષ આત્મદર્શન માટે આત્માનું ઉપાસન, અને તેનાં સહાયક અંગોની વિચારણા થયેલી છે. ઉપર કહેવાઈ ગયું છે તે અનુસાર ઉપાસનાના બે પ્રકાર છે.

(૧) નિર્ગુણ ઉપાસના; (૨) સગુણ ઉપાસના એટલે કે અનન્ય ભકિત અને ઉપાસના દ્વારા આત્માનાં અપરોક્ષ દર્શન માટેનાં સહાયક અંગો. આ બન્ને માર્ગમાં સાધકના અધિકાર અનુસાર થોડો ઘણો ભેદ હોય છે. પણ અંતિમ ધ્યેયપ્રાપ્તિ આત્મદર્શન બન્નેમાં એક જ છે. નીચે આપેલા શ્લોકો બન્ને ઉપાસનાઓનાં સહાયક અંગો છે. બન્ને ઉપાસનાઓ અને તેનાં સહાયક અંગો નીચે આપેલાં ગીતાવાકયોને લાગુ પડે છે એટલે સાધકે લાગુ પડતાં ગીતાવાકયો લખેલાં છે; ખાસ ક્રમ જાળવેલો નથી માત્ર તાત્પર્ય ઉપર દૃષ્ટિ રાખી છે.

## ૧. નિર્ગુણ ઉપાસના

(૧) આ આત્મા કદી જન્મતો કે મરતો નથી. આ આત્મા અજન્મા, નિત્ય શાશ્વત અને પુરાતન છે. શરીર હણાયા છતાં તે હણાતો નથી.

(ગીતા ૨-૨૦)

(૨) જેની સત્તા વડે આ બધું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ. એ અવ્યયનો નાશ કરવા કોઈ સમર્થ નથી.

(ગીતા ૨-૧૭)

(૩) અસત્‌નું હોવાપણું નથી. અને સત્‌નું ન હોવાપણું નથી; તત્ત્વવેત્તાઓ આ બન્નેનાં અંતિમ ગૂઢ રહસ્યો જાણે છે. (૨-૧૬)

(૪) અવ્યકતથી પણ અવ્યકત એવો સનાતન ભાવ છે જે બધાં ભૂતો નાશવંત પામ્યા છતાં નાશ પામતો નથી.

(ગીતા ૮-૨૦)

(૫) કદી પણ નાશ ન થાય એવું જે અક્ષરતત્ત્વ તે બ્રહ્મ અને પ્રત્યેક વસ્તુનો મૂળ સ્વભાવ તેને અધ્યાત્મ કહેવામાં આવે છે. અક્ષરબ્રહ્મથી સચરાચરની ઉત્પત્તિ કરનારો જે સૃષ્ટિવ્યાપાર તેને કર્મ કહેવામાં આવે છે.

(ગીતા ૮-૭)

(૬) જેમ જૂનાં વસ્ત્રો તજીને મનુષ્યો નવાં વસ્ત્રો ધારણ કરે છે તેમ દેહી જૂના શરીરને તજીને બીજાં નવાં શરીરો ધારણ કરે છે. [દેહ છોડતી વખતે જીવનમાં કરેલાં કર્મોના સંસ્કારો અને વાસનાઓ વાયુ પુષ્પમાંથી ગંધ લેતો જાય તે પ્રમાણે લેતો જાય છે.].

(ગીતા ૨-૨૨)

(૭) સર્વ સ્થળે પ્રસરેલ છતાં અતિ સૂક્ષ્મ હોવાને લીધે જેમ આકાશ લેપાતું નથી તેમ, સર્વ દેહોમાં રહેલો આત્મા સૂક્ષ્મપણાને લીધે લેપાતો નથી.

(ગીતા ૧૩-૩૨)

(૮) જે મનુષ્ય પરમ આત્મન્‌ને સર્વ ભૂતપ્રાણીઓમાં સમભાવે રહેલ જુએ છે તે જ સત્ય જુએ છે.

(ગીતા ૧૩-૨૭)

(૧૦) સર્વ પ્રકારે સર્વ કર્મો પ્રકૃતિ વડે જ થાય છે. આત્મા અકર્તા છે; એમ જે જાણે છે તે જ સત્ય જાણે છે.

(ગીતા ૧૩-૨૯)

(૧૧) જેમ એક સૂર્ય સમસ્ત જગતને પ્રકાશે છે તેમ, હે ભારત! ક્ષેત્રજ્ઞ સમસ્ત શરીરને પ્રકાશિત કરે છે.

(ગીતા ૧૩-૩૩)

(૧૨) ઇન્દ્રિયો શરીરથી પર છે; ઇન્દ્રિયોથી મન પર છે; મનથી બુદ્ધિ પર છે; અને જે બુદ્ધિથી પર છે તે આત્મા છે.

(ગીતા ૩-૪૨)

(૧૩) હે અર્જુન! આત્માને બુદ્ધિથી પર જાણી, શુદ્ધ ચિત્ત વડે અને વિવેક વડે કામરૂપ દુર્જેય શત્રુનો નાશ કર.

(ગીતા ૩-૪૩)

(૧૪) હે અર્જુન! જેમ પ્રજ્વલિત અગ્નિ લાકડાંને બાળી ભસ્મ કરે છે તેમ જ્ઞાન રૂપ અગ્નિ સર્વ કર્મોને બાળી ભસ્મ કરે છે.

(ગીતા ૪-૩૭)

(૧૫) હે અર્જુન! હું આ જગતનો પિતા, પિતામહ, પવિત્ર ઓમકાર, ભર્તા, સાક્ષી, નિવાસ, ગતિ, ઉત્પત્તિ, પ્રલય, સ્થાન, નિધાન બીજ, અમૃત, મૃત્યુ, સત્ અને અસત્ છું.

(ગીતા ૯/૧૬, ૧૭, ૧૮)

(૧૬) હે અર્જુન! હું સર્વ ભૂતોનો ઈશ્વર છું, અને અજન્મા છું. મારું આત્મસ્વરૂપ કદી વિકાર પામતું નથી; મારી જ પ્રકૃતિમાં અધિષ્ઠિત થઈ હું જન્મ લઉં છું.

(ગીતા ૪-૬)

(૧૭) હે અર્જુન! મારા અવ્યક્ત રૂપમાંથી જ આ સર્વ જગતનો વિસ્તાર થયો છે. બધાં ભૂતો મારામાં રહ્યાં છે; પણ હું તે માંહી રહ્યો નથી. મારી ઈશ્વરી માયા તો જો! કોઈ ભૂતો મારામાં નથી છતાં હું ભૂતાધાર છું. એટલે કે ભૂત-સર્જકરૂપ છું. સર્વ વ્યાપક આકાશમાં જે રીતે નિત્ય મહાવાયુ રહે છે તેમ સૌ ભૂત મારામાં રહ્યાં છે. કલ્પને અંતે ભૂતો મારી પ્રકૃતિમાં મળી જાય છે અને કલ્પનો આરંભ થતાં તે સર્વને મારી પ્રકૃતિના આધારે ફરી ફરી સરજું છું, આ ભૂતસંઘ પ્રકૃતિને વશ છે. આટલું બધું કર્યાં છતાં કર્મો મને બાંધતાં નથી; કારણ કે હું તટસ્થ ભાવે સાક્ષીરૂપે આસક્તિ વિના કર્મો કરું છું.—અજ્ઞાની મૂઢ માનવીઓ મને દેહને વિષે રહેલો માને છે કેમકે તેઓ મારો ઈશ્વરી પરંભાવ જાણતા નથી. આત્મદર્શીઓ જાણે છે કે હું સચરાચર વિશ્વમાં છું છતાં અવ્યયી છું.

(ગીતા ૯મો અધ્યાય-૭-૮-૯-૧૧-૧૩ શ્લોકોનો સાર)

(૧૮) સાંખ્યસિદ્ધાંત અનુસાર સર્વ કર્મોની સિદ્ધિ પાંચ કારણને લીધે થાય છે:
(૧) અધિષ્ઠાન એટલે કે શરીર (૨) કર્તા [અહંકારયુક્ત કર્તા];
(૩) કરણ [ઇન્દ્રિયોરૂપી સાધનો] (૪) વિવિધ પ્રકારની કર્તાની ચેષ્ટાઓ
અને (૫) દૈવ. મન, વચન અને કર્મથી મનુષ્ય જે કર્મો કરે છે—પછી ભલે તે સારાં હોય કે નરસાં હોય—ન્યાયી હોય કે અન્યાયી હોય—તેમાં આ પાંચ કારણો છે; આ મહત્ત્વનો સિદ્ધાંત સંસ્કારહીન, દુર્બુદ્ધિ મનુષ્યો દેખતા કે સમજતા નથી. **'હું' કરું છું' એવી બુદ્ધિ જેને ઉદભવતી નથી તેની બુદ્ધિ લેપાતી નથી;** આવો જ્ઞાની પુરુષ સૌ લોકને હણે તો પણ તે મનુષ્ય હનનથી બંધાતો નથી.

નોંધ: વેદાન્તિક સાંખ્ય અનુસાર પુરુષ આંતરિક સંન્યાસી અને ત્યાગી છે તેવા અહમ્ ભાવમાંથી આત્મ ભાવ તરફ જનારા જ્ઞાનીનાં કર્મો જ્ઞાનાગ્નિમાં બળી ભસ્મ થઈ ગયેલાં હોય છે એટલે તેને કાંઈ કર્મ બંધનકર્તા નથી.

(ગીતા અધ્યાય ૧૮/૧૩ થી ૧૭નો સાર)

(૧૯) અવ્યયી પરમાત્માને નથી આદિ, નથી ગુણો એટલે દેહમાં રહે તો પણ તે અકર્તા રહે છે.

(૨૦) મૂઢ જનો મારા અવ્યક્ત, સર્વોત્તમ, અને પરંભાવને ન જાણીને મને અવ્યક્તને વ્યક્ત થયેલો માને છે.

(ગીતા અધ્યાય ૭-૨૪ ૨૫નો સાર)

(૨૧) ઘણાં લોકો આત્માને આશ્ચર્યવત્ જુએ છે. બીજા કોઈ આને આશ્ચર્ય જેવો કહે છે, ત્રીજા કોઈ આશ્ચર્ય જેવો સાંભળે છે અને ઘણા તો આને સાંભળીને પણ સમજતા નથી.

(ગીતા ૨-૨૯)

(૨૨) અવિનાશી પરમ આત્મન્ અવિકારી, અનાદિ અને નિ:ગુણ હોવાથી શરીરમાં રહેતા છતાં કંઈ કરતો નથી એટલે કશાથી લેપાતો નથી.

(ગીતા ૧૩-૩૧)

(૨૩) મારો સનાતન અંશ જીવલોકમાં જીવ થએલો છે અને તે પ્રકૃતિમાં રહેલી પાંચ ઈન્દ્રિયો અને છઠ્ઠા મનને આકર્ષે છે.

(૨૪) હે અર્જુન! જે માટે શોક કરવો ઘટતો નથી તેનો તું શોક કરે છે અને વાતો જ્ઞાનની કરે છે.

(ગીતા ૨-૧૧)

(૨૫) દેહાભિમાની મનુષ્યને (જીવાત્માને) જેમ આ દેહમાં કૌમાર્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, તેમ તેને બીજા દેહો પણ પ્રાપ્ત થાય છે. તેને વિશે ધીર પુરુષ મોહિત થતા નથી કે મુંઝાતા નથી.

(ગીતા ૨-૧૩)

(૨૬) આ આત્માને શસ્ત્રો છેદતાં નથી, અગ્નિ બાળતો નથી, પાણી ભીંજવતું નથી, વાયુ સૂકવતો નથી. આ આત્મા છેદાય તેવો નથી, બળાય તેવો નથી, ભીંજાય તેવો નથી અને સુકાય તેવો નથી; કારણ કે એ નિત્ય, સર્વવ્યાપક, સ્થિર સ્વભાવવાળો, અચળ અને સનાતન છે.

(ગીતા ૨/૨૩-૨૪)

(૨૭) આ આત્મા અવ્યક્ત, અચિન્ત્ય, નિર્વિકાર, (ત્રણ ગુણોના વિકાર-રહિત) છે. માટે આત્માનું આ સ્વરૂપ જાણીને હે અર્જુન! તારે એનો શોક કરવો યોગ્ય નથી.

(ગીતા ૨-૨૫)

(૨૮) માત્ર કર્મ કરવાનો તને અધિકાર અથવા હક છે; કર્મનાં ફળો ઉપર તારો અધિકાર અથવા હક નથી; માટે તું કર્મ-ફળરૂપ હેતુવાળો નથી; તેમ જ કર્મ ન કરવામાં તારી પ્રીતિ ન હો.

(ગીતા ૨-૪૭)

(૨૯) જેમ પાણીથી સદા ભરાઈ રહેલા ભરપૂર સમુદ્રમાં અનેક નદીઓનાં નીર પ્રવેશે છે તો પણ તે અચળ સ્થિતિમાં રહે છે તેમ જે પુરુષ સર્વ વિષયોને તજે છે તે પુરુષ અચળ રહી શાંતિ મોક્ષ પામે છે; પણ વિષયોની સ્પૃહા રાખનારો પુરુષ શાંતિ પામતો નથી.

(ગીતા ૨-૭૦)

(૩૦) જે પુરુષ સર્વ ઈન્દ્રિયોનો સંયમ કરીને સ્થિર બુદ્ધિ કરીને મારા વિષે પરાયણ રહે છે અને જેની ઈન્દ્રિયો વશ છે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત એટલે કે સ્થિર થયેલી છે.

(ગીતા ૨-૬૧)

(૩૧) જે મનુષ્યના તાબામાં પોતાનું મન છે અને જે રાગદ્વેષથી રહિત થયેલ છે અને ઈન્દ્રિયોને ઈન્દ્રિયોના વિષયોમાં યુક્ત થવા દેતો નથી અને જેણે આત્મા વડે રાગદ્વેષ શાંત કરી દીધા છે તે પુરુષ ચિરકાળની નિર્વાણ શાંતિ ભણી ગમન કરે છે.

(ગીતા ૨-૬૪)

(૩૨) આ બ્રહ્મદશાને પામેલો સ્થિતપ્રજ્ઞ મોહમાં પડતો નથી અને અંતકાળે બ્રહ્મ-નિર્વાણ પ્રાપ્ત કરે છે.

(ગીતા ૨-૭૨)

(૩૩) જે મને સર્વમાં જુએ છે અને સર્વને મારામાં જુએ છે તે મનુષ્ય અને હું એક જ છીએ, જુદાં નથી.

(ગીતા ૬-૩૦)

(૩૪) હે અર્જુન! જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે કેમ કે સર્વ કર્મો સંપૂર્ણ રીતે જ્ઞાનમાં પરિસમાપ્ત થાય છે માટે પ્રણિપાતથી એટલે કે નમસ્કાર અને સેવા કરીને તત્ત્વદ્રષ્ટા જ્ઞાનીઓને તારી આધ્યાત્મિક મુશ્કેલીઓ બાબત પ્રશ્ન પૂછવાથી તેઓ તને ઉપદેશ આપશે.

(ગીતા ૪-૩૩-૩૪)

(૩૫) બધા વેદોને પૂર્ણપણે હું એક જ જાણું છું; વેદાન્તનો કર્તા અને વેદવેત્તા હું જ છું.

(ગીતા ૧૫-૧૫)

(૩૬) લોકમાં ક્ષર અને અક્ષર એમ બે પુરુષો છે. સર્વ ભૂત ક્ષર છે અને જે કુટસ્થ છે તે અક્ષર છે.

(ગીતા ૧૫-૧૬)

(૩૭) [પરન્તુ] જે ઉત્તમ પુરુષ છે તે તો અન્ય છે અને પરમાત્મા કહેવાય છે, ત્રણ લોકમાં પ્રવેશ કરીને અવ્યય ઈશ્વર પોષણ કરે છે

(ગીતા ૧૫-૧૭)

(૩૮) ગુણો અને કર્મોના ભેદે મે ચાર વર્ણ સરજેલા છે, છતાં હુ અકર્તા છુ અને મને તે કર્મો લેપતા નથી કેમકે મને કર્મના ફળમા સ્પૃહા નથી

(ગીતા ૪-૧૩ ૧૪)

નોધ સર્વ ભૂતો અને ભાવોને ઉત્પન્ન કરનારી જે શકિત તેનું નામ કર્મ, ઈશ્વર પણ આ શકિત દ્વારા જ બધુ રચે છે તેની આજ્ઞા વિના કઈ થતું નથી.

(૩૯) શરીરથી ઈન્દ્રિયો સૂક્ષ્મ છે, ઈન્દ્રિયોથી મન સૂક્ષ્મ છે, મનથી બુદ્ધિ સૂક્ષ્મ છે, અને બુદ્ધિથી જે સૂક્ષ્મ છે તે આત્મા છે

(ગીતા ૩-૪૨)

(૪૦) જે મનુષ્ય આત્મામાં આનદ અનુભવનારો, આત્મામા જ તૃપ્ત રહેનારો (એટલે કે અન્ય ભોગોની ઈચ્છા નહિ કરનારો) છે તેને કઈ કર્મ કરવાનું હોતુ નથી

(૪૧) આત્મા સ્વયપ્રકાશ છે તેને ચદ્ર, સૂર્ય કે અગ્નિ પ્રકાશિત કરતા નથી જ્યા પહોચ્યા પછી પાછા આવવાપણુ રહેતુ નથી તે મારુ પરમ ધામ છે

( ગીતા ૧૫-૬)

(૪૨) મારો સનાતન અશ જીવલોકમા જીવ થયેલો છે અને તે પ્રકૃતિમા રહેલ છઠ્ઠા મન સહિત પાંચ ઈન્દ્રિયોને આકર્ષે છે ઈશ્વર કહેતા જીવાત્મા જ્યાર શરીર પામે છે અને જ્યારે (શરીરથી) બહાર જાય છે ત્યારે વાયુ જેમ પદાર્થોમાથી ગધ લઈ જાય છે તેમ વાસનાઓને પોતાની સાથે લઈ જાય છે

(ગીતા ૧૫-૭-૮)

(૪૩) સર્વના હૃદયમાં હુ સારી રીતે પ્રવેશી રહેલો છુ મારાથી જ સ્મૃતિ અને જ્ઞાન ઉદ્ભવે છે, અને તેનો (સ્મૃતિ અને જ્ઞાનનો) અભાવ થાય છે અને જે કાઈ જાણવાનું છે તે હુ જ છુ વેદ અને વેદાતનો પ્રવર્તક પણ હુ જ છુ

(ગીતા ૧૫-૧૫)

(૪૪) હુ ક્ષરને ઓળંગી ગયો છું અને અક્ષરથી પણ ઉત્તમ છુ તેથી લોકમાં અને વેદમા હુ પુરુષોત્તમ નામે પ્રસિદ્ધ થયો છુ

(ગીતા ૧૫-૧૮)

## (૨) સગુણ ઉપાસના

(૧) હે અર્જુન! મને તત્ત્વથી જોવાનું જાણવાનું અને મારામાં પ્રવેશ કરવાનું માત્ર અનન્ય ભક્તિ વડે બને છે.

(ગીતા ૧૧-૫૪)

(૨) પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર—આ મારી અષ્ટધા અપરા પ્રકૃતિ છે.

(ગીતા ૭-૪)

(૩) બીજી મારી જીવભૂતા પરા પ્રકૃતિ છે, જેનાથી આ જગત ધારણ થાય છે.

(ગીતા ૭-૫)

(૪) હે ધનંજય! મારાથી પર અન્ય કંઈ નથી. જેમ દોરામાં મણિઓના સમૂહો પરોવેલા છે તેમ મારામાં જગત પરોવાયેલું છે.

(ગીતા ૭-૭)

(૫) મારી આ ગુણમયી માયા [illegible] મનુષ્યો માટે દુસ્તર છે; મારું શરણ ધારણ કરનારા આ માયાને તરે છે.

(૧૧) હે પાર્થ! અશ્રદ્ધાથી હોમેલું, આપેલું કે જે કાંઈ કરેલું હોય તે અસત્ કહેવાય છે અને તે ફળદાયી થતું નથી.

(ગીતા ૧૭-૨૮)

(૧૨) હે અર્જુન! દેહીઓના સ્વભાવ અનુસાર ત્રણ પ્રકારની શ્રદ્ધા થાય છે.

(ગીતા ૧૭-૨)

(૧૩) પુરુષની શ્રદ્ધાએ તેનો દેહ ઘડ્યો છે; પુરુષ શ્રદ્ધામય છે; જે જેવી શ્રદ્ધાવાળો અને ભાવનાવાળો હોય તેવો તે થાય છે.

(ગીતા ૧૭-૩)

(૧૪) જ્ઞાનપરાયણ શ્રદ્ધાવાળો જ્ઞાન અને શક્તિ પ્રાપ્ત કરી પરમ શાંતિ પામે છે.

(ગીતા ૪-૩૯)

(૧૫) જેઓ જે પ્રકારે મને ભજે છે તેને હું તે પ્રકારે ભજું છું.

(ગીતા ૪-૧૧)

(૧૬) જે અન્ અન્ય ભક્ત શરણભાવથી મને એટલે કે પરમ આત્મન્‌ને પોતાની જાતનું સંપૂર્ણ સમર્પણ કરી દરેક પ્રકારના ભેદભાવો છોડે છે અને જે સર્વ-ભૂતોમાં સમ છે જેને કોઈ શત્રુ કે મિત્ર નથી તેમાં હું છું અને તે મારામાં છે.

(ગીતા ૯-૨૯)

નોંધ: જેમ નદીઓ સમુદ્રમાં જઈ પોતાનાં નામરૂપો છોડી દે છે તેમ અન્-અન્ય ભક્ત પણ મારાતારાપણું અને અહમ્ ભાવથી ઉત્પન્ન થયેલાં નામ રૂપો છોડી દે છે તે પરમ્ આત્મન્ પુરુષને પામે છે. નદી સમુદ્રને મળે ત્યારે જેવી એકતા નદી અને સમુદ્રની થાય છે તેવી એકતા અન-અન્ય ભક્તને પણ થાય છે.

(મુંડક ૩-૨-૮)

(૧૭) જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી અને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી; જે હર્ષ, ઈર્ષા, ઉદ્વેગ અને ભયથી મુક્ત છે અને જે મારામાં આત્મૈક્યભાવના અનુભવે છે તે ભક્ત મને પ્રિય છે.

(ગીતા ૧૨-૧૫)

(૧૮) બ્રહ્મનિષ્ઠ પ્રસન્નાત્મા શોચ કે કામના કરતો નથી અને સમદર્શી રહી મારી ભક્તિ કરે છે. તેઓ મને તત્ત્વથી હું કેવો છું અને કેવડો છું તે જાણે છે અને જાણીને મારામાં એકતા પ્રાપ્ત કરે છે.

(ગીતા ૧૮/૫૪-૫૫)

(૧૯) હે અર્જુન! હવે હું તને તારા હિતની એક વાત કહું છું. મારો ભકત થા, મારામાં તદાકાર થા, મારું પૂજન કર, મને નમસ્કાર કર, હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આમ કરવાથી તું મને જ પામીશ કારણ કે તું મને પ્રિય છે.

(ગીતા ૧૮–૬૬)

(૨૦) હે અર્જુન! મારી અચળ અનન્ય ભકિત કરી મારા પરાયણ બુદ્ધિ રાખી સ્વધર્મ પ્રમાણે કર્તવ્ય કર; એટલે બન્ને લોકમાં તારું કલ્યાણ થશે. આ વાત તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કેમકે તું મને પ્રિય છે.

હે અર્જુન ગીતા! જ્ઞાન અતિ ગુહ્ય છે. જે તપસ્વી નથી ભકત નથી તેને એ ગુહ્ય જ્ઞાન કદી કહીશ નહિ.

(૨૧) ગીતામાં સમજાવેલું સૂક્ષ્મ તત્ત્વજ્ઞાન ભગવાને યોગસ્થ થઈ અર્જુનને સમજાવી તેને યુદ્ધરૂપી કર્તવ્ય સમભાવ રાખી કરવાનો ઉપદેશ કર્યો છે.

(૨૨) સંજયે ૧૮–૭૬ માં સત્ય કહ્યું છે કે હે ધૃતરાષ્ટ્ર! વાસુદેવ કૃષ્ણ અને અર્જુનનો અદ્‌ભુત સંવાદ સંભારી સંભારીને મને વારંવાર હર્ષ થાય છે. મારો મત એવો છે કે જ્યાં યોગેશ્વર કૃષ્ણ અને ધનુર્ધર અર્જુન છે ત્યાં લક્ષ્મી, વિજય અને શાશ્વત ઐશ્વર્ય અને નીતિ છે.

(ગીતા ૧૮/૭૫-૭૬-૭૭)

(૨૩) વિશ્વરૂપદર્શન વખતે અર્જુન ભગવાનને કહે છે તેનો સાર: હે ભગવાન! તમે અનંત જગન્નિવાસ, પુરાણપુરુષ, આદિ દેવ, વિશ્વનું અંતિમ ધામ, જ્ઞાતા અને જ્ઞેય છો. તમારાથી સમગ્ર વિશ્વ વ્યાપેલું છે. તમે સર્વના પિતામહ છો, ગુરુ છો, તમારી બરોબર કોઈ નથી, તેથી હે સ્તુતિ કરવા લાયક પ્રભુ, હું તમારી કૃપા યાચું છું. પિતાપુત્રનો, સખા સખાનો, પ્રિયપ્રિયાનો જેમ અપરાધ સહન કરે તેમ હે દેવ તમે મારા સઘળા અપરાધો માફ કરી મને તમારું શરણ આપો.

(ગીતા ૧૧/૩૮ થી ૪૪)

(૨૪) અર્જુન કહે છે હે જનાર્દન! કર્મ કરતાં સંન્યાસ શ્રેષ્ઠ છે એવો જો તમારો મત છે તો મને આ યુદ્ધના ઘોર કર્મમાં કેમ યોજો છો? કૃપા કરીને એક નિશ્ચિત વાત કહો કે જેથી મારું શ્રેય થાય.

(ગીતા ૩/૧-૨)

(૨૫) ઈન્દ્રિયોનાં બધાં દ્વારોને ચિત્ત અને હૃદયમાં રોકી ૐ એવો એકાક્ષરી બ્રહ્મ શબ્દ ઉચ્ચારી મારું સ્મરણ કરતો ભકત મને હંમેશા સંભારતો ભજે તેને હું સહેજે પ્રાપ્ત થાઉં છું.

(ગીતા ૮/૧૨-૧૩-૧૪)

(૨૬) હે અર્જુન! મેં ગુણ અને કર્મના ભેદે કરીને ચાર વર્ણો સર્જેલા છે હુ કર્તા હોવા છતા આ કર્મો મને લેપતા નથી કેમકે મને કર્મના ફળમા સ્પૃહા નથી.
(ગીતા ૪-૧૩)

(૨૭) હે અર્જુન, મારા દિવ્ય જન્મ અને કર્મોને મારો અનન્ય ભકત તત્ત્વથી જાણે છે એટલે તેનો ફરી જન્મ થતો નથી
(ગીતા ૪-૯)

(૨૮) દેહધારી મનુષ્યથી કર્મનો સમૂળો ત્યાગ કરવો અશકય છે, માટે કર્મના ફળોનો ત્યાગ કરનારને શ્રેષ્ઠ ત્યાગી ગણવામા આવ્યો છે
(ગીતા ૧૮-૧૧)

(૨૯) મારા જે અનન્ય ભકતો નિત્ય મારી ઉપાસના અનન્ય ચિત્તથી કરે છે તેનો યોગક્ષેમ હુ ચલાવુ છુ
(ગીતા ૯-૨૨)

(૩૦) સર્વ ભૂતોમા હુ સમાન છુ મને કોઈ શત્રુ કે મિત્ર નથી પણ જે અનન્ય ભક્તિથી મને સેવે છે તેમા હુ છુ અને તે મારામા છે
(ગીતા ૯-૨૯)

(૩૧) તારુ મન મને અર્પણ કર, મારુ પૂજન કર, મને વંદન કર, મારા પરાયણ રહે આમ કરવાથી તું મને પામશે.
(ગીતા ૯-૩૪)

(૩૨) જે અનન્ય ભકત પૂર્ણશ્રદ્ધાથી—ભાવનાથી મને પૂજે છે તેની શ્રદ્ધા હુ અચલ કરુ છુ ઈશ્વરી સંકલ્પ પ્રમાણે ભકત શુદ્ધ થઈ જેવી આરાધના કરે છે તેવું તેને ફળ મળે છે [કેમકે કર્માનુસાર ફળ આપવુ એ ઈશ્વરી કાયદો છે]
(ગીતા ૭-૨૦-૨૧-૨૩)

ગીતા (૩/૧૪—૧૫—૧૬) માં જણાવ્યા પ્રમાણે અન્નમાંથી ભૂતો ઉત્પન્ન થાય છે, અન્ન વરસાદથી થાય છે વરસાદ યજ્ઞથી થાય છે, યજ્ઞ કર્મમાથી થાય છે, કર્મ બ્રહ્મમાથી જન્મે છે તેથી યજ્ઞમા બ્રહ્મની કાયમી પ્રતિષ્ઠા છે

નોંધ: આ રીતે સમજીને ચાલવુ તેનુ નામ વિદ્યા અને તે ન સમજતા કામનાને અધીન થઈ વર્તન કરવુ તેનું નામ અવિદ્યા.

## (૩) ધ્યાનની એકાગ્રતા:

નામસ્મરણ આદિ અભ્યાસ વડે મારા ધ્યાનમાં જે મન પરોવે છે અને પરમ શ્રદ્ધાથી મારુ ધ્યાન ધરે છે તેને હુ ઉત્તમ યોગી માનું છુ અવ્યકતમાં ચિત્ત ચોંટાડનારા

મારા ભકતોને વધારે ક્લેશ થાય છે. એટલે આ ક્લેશદાયક માર્ગને બદલે પરમ આત્મન્‌ના સગુણ સ્વરૂપની ઉપાસના ને શ્રેષ્ઠ કહેલ છે. જે ભક્ત મારા જ ધ્યાનમાં સ્થિત રહે છે. જે ધ્યાનના અભ્યાસ માટે પ્રતીકોપાસનાનું આલંબન કરે છે, મનને વશ રાખે છે કર્મફળો ત્યાગે છે અને મારા અર્થે કર્મ કરે છે તે મને પ્રાપ્ત કરે છે. અભ્યાસથી જ્ઞાન શ્રેષ્ઠ છે, અને જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે.

(ગીતા ૧૨/૨-૩-૫-૬-૭-૮-૧૦-૧૧-૧૨ નો સારાંશ)

નોંધ: અપરિપકવ સ્થિતિ હોય ત્યારે આલંબન માટે હૃદય-ગુહામાં નિત્ય સ્થિત પ્રકાશરૂપ અચળ મૌલિક તત્ત્વ કે જે સઘળાનો અધ્યક્ષ છે અને જે સઘળી વસ્તુનું નિયોજન, નિયંત્રણ આદિ કાર્યો પ્રકૃતિ દ્વારા સંકલ્પ વડે સિદ્ધ કરાવે છે, તેના આલંબન માટે ૐ શબ્દનો પ્રથમ ઉચ્ચાર કરી યજ્ઞ, દાન, તપ આદિ ક્રિયાઓના પ્રારંભમાં અને અંતમાં ૐ तत् सत् એ ત્રણ નામના ઉચ્ચારથી બ્રહ્મનો નિર્દેશ કરે છે. ઘણાં મુખ્ય ઉપનિષદોમાં કહ્યું છે કે હૃદય-ગુહામાં પરમાત્મા સ્થિત છે તેનું ધ્યાન ધરવાથી શ્રદ્ધાપૂર્વક જે વસ્તુની ભાવના રાખી હોય તેની પ્રાપ્તિ થાય છે.

## ૪ ધ્યાનની એકાગ્રતા માટે ચિત્તવૃત્તિનો નિરોધ :

સંકલ્પત્યાગ માટે ચિત્તવૃત્તિના નિરોધની જરૂર છે. સંકલ્પવિકલ્પો છોડયા વિના આધ્યાત્મિક ઉત્કર્ષના માર્ગે પ્રગતિ થઈ શકતી નથી. જ્યારે ચિત્ત ઈન્દ્રિયો અને ઈન્દ્રિયોના ભોગની વસ્તુઓમાં જોડાઈને આસકત થતું નથી ત્યારે ચિત્તવૃત્તિનો નિરોધ કરનાર યોગી યોગારૂઢ થાય છે. જ્ઞાનવિજ્ઞાનથી તૃપ્ત થએલ બ્રહ્મનિષ્ઠ, જીતેંદ્રિય ચિત્ત-વૃત્તિનો નિરોધ કરનાર યોગી કાષ્ઠ અને લોહને સમાન માનનારો બને છે; તેને કોઈ શત્રુ નથી કે મિત્ર નથી; તેને રાગ કે દ્વેષ નથી; સહુમાં હમેશાં તેની બુદ્ધિ સમ રહે છે. ચિત્તવૃત્તિના નિરોધ માટે બહુ ઉંચું નહિ કે બહુ નીચું નહિ એવું દૃઢ અને સ્થિર આસન કરી એકાંતમાં નિત્ય પવિત્ર સ્થળે દર્ભ, ચર્મ અને તે ઉપર કપડાના પટનું આસનિયું રાખીને આસન કરવું અને તેમ કરવામાં કાયા, મસ્તક અને ડોક સીધાં રાખવાં; દૃષ્ટિ નાસાગ્રે રાખવી; મારામાં ચિત્તને રોકવું, ધૈર્યવાળી બુદ્ધિ વડે ધીમે ધીમે મનને વૃત્તિરહિત કરવું અને દઢતાથી આત્મામાં સ્થિર કરવું અને ત્યાર પછી કોઈ પણ પ્રકારનું ચિંતન કરવું નહિ. ચંચળ અને અસ્થિર મન જે જે કારણો અને જે જે નિમિત્તોથી બહાર નીકળી જાય તે તે કારણો અને તે તે નિમિત્તોમાંથી અભ્યાસ કરતા રહી મનને આત્મા વડે વશ કરવું. ચિત્તવૃત્તિનો નિરોધ કરનાર યોગીએ સાત્ત્વિક અને મીતાહાર કરવો. તેણે વધારે ઉંઘ કે જાગરણ કરવાનાં નથી. આ પ્રકારનો ચિત્તવૃત્તિનો નિરોધ કરનાર યોગી બ્રહ્મ-નિર્વાણની શાંતિ પ્રાપ્ત કરે છે.

(ગીતા ૬/૨-૪-૫-૬-૮-૧૧-૧૨-૧૭-૨૫ અને ૨૬ નો સારાંશ)

નોંધ: જ્યારે દેહી અક્ષરી બને છે ત્યારેજ તેને બ્રહ્મનિર્વાણની શાન્તિ પ્રાપ્ત થાય છે; આ સિદ્ધાંતનો પાયો એ છે કે ક્ષર, અક્ષર પરના પુરુષોત્તમમાં ધ્યાનસ્થ રહેવાથી બ્રહ્મ-નિર્વાણ-શાંતિ અથવા તો મોક્ષ પ્રાપ્ત થાય છે. ભગવાને અર્જુનને પંદરમા અધ્યાયના અઢારમા શ્લોકમાં કહ્યું છે કે હું ક્ષરને ઓળંગી ગયો છું અને અક્ષરથી પણ ઉત્તમ છું તેથી લોકમાં અને વેદમાં હું પુરુષોત્તમના નામે પ્રસિદ્ધ થયો છું.

## ૫ યજ્ઞ, તપ, દાન, આહાર ઇત્યાદિ માટે પારમાર્થિક કર્મપાલન:

અન્નથી જીવો ઊપજે છે; પૃથ્વીથી અન્ન ઊપજે છે; યજ્ઞથી વૃષ્ટિ થાય છે; કર્મથી યજ્ઞ ઉદ્ભવે છે; બ્રહ્મથી કર્મ ઊપજે છે. આમ બ્રહ્મ સદા યજ્ઞમાં રહે છે અને તેથી જગતનું ચક્ર ચાલે છે. જે આવું ચક્ર ચલાવે નહિ એ વ્યર્થ જીવન ગાળનારો છે.
(ગીતા ૩/૧૪-૧૫-૧૬)

(૧) તપ હું છું; જળને ખેંચું છું; મેઘને વર્ષાવું છું; અમૃત અને મૃત્યુ અને સત્ અને અસત્ હું છુ.
(ગીતા ૯-૧૯)

(૨) દાન... ××× યજ્ઞ ××× તપ ××× ત્યાગવાં નહિ.
(ગીતા ૧૬-૧)

(૩) હે અર્જુન! સર્વ મનુષ્યોના આહાર, યજ્ઞ, તપ, દાન અને કાર્યના ભેદ સમજી લે.

(૪) આયુષ્ય, સત્ય, બળ, સ્વાસ્થ્ય અને શુદ્ધિ વધારનારા રસાળ સ્નિગ્ધ આહાર સાત્ત્વિક આહાર કહેવાય છે.
(ગીતા ૧૭-૭-૬)

(૫) ફળાશા વિના કર્તવ્ય સમજીને સ્થિર ચિત્તે વિધિપૂર્વક સાત્ત્વિક યજ્ઞ કરવો જોઈએ.
(ગીતા ૧૭-૧૧)

(૬) બધાં કર્મો દોષરૂપ છે. તેમાંથી યજ્ઞ, દાન અને તપ સિવાયનાં બધાં કર્મો તજવાં જોઈએ.
(ગીતા ૧૮-૩)

(૭) જે યજ્ઞ અન્ન, દાન, દક્ષિણા અને શ્રદ્ધારહિત કરવામાં આવે તે યજ્ઞને રાજસ્, તામસ્ યજ્ઞ જાણવા.
(ગીતા ૧૮-૧૨-૧૩)

નોંધ: યજ્ઞ, તપ, દાન, શ્રદ્ધા આદિ ગુણવિભાગ પ્રમાણે થાય છે; કલ્યાણ ઇચ્છનારાઓ યજ્ઞાદિ કાર્યોની શરૂઆત અને અંત ઓમ્ તત્ સત્ એવા પવિત્ર શબ્દોનાં ઉચ્ચારણ સાથે કરે છે.
(અ. ૧૭/૨૪-૨૫-૨૬)

કર્મ ××× ગુણભેદ પ્રમાણે સાત્વિક, રાજસી અને તામસી થાય છે.

નોંધ: નિત્ય કર્મ એટલે ઈન્દ્રિયોને મન વડે નિયમમાં રાખી કરેલું કાર્ય. પૃથ્વીમાં કે સ્વર્ગમાં એવું કંઈ જ નથી કે જે પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા ત્રિગુણાત્મક કર્મોમાંથી મુકત હોય.

(ગીતા ૧૮-૪૦)

(૮) હે કૌંતેય! પ્રાપ્ત કર્મ સદોષ હોય છતાં છોડવાં જોઈએ નહિ. જેમ અગ્નિ સાથે ધૂમાડો રહ્યો છે તેમ સર્વ કર્મ સાથે દોષ રહેલા છે. કર્મ ત્યાગવાનાં નથી પરંતુ પરાર્થે કરવાનાં છે.

(ગીતા ૧૮-૪૮)

(૯) હે કૌંતેય! પરાર્થે કર્મપાલન કર, અને કર્મનું ફળ મને અર્પણ કરી મારા પરાયણ રહે અને નિરંતર મારામાં ચિત્ત પરોવ.

(ગીતા ૧૮-૫૭)

## ૬ દૈવી સંપદ્દના ગુણોનું ગ્રહણ અને આસુરી સંપદ્દના ગુણોનો ત્યાગ:

(૧) હે ભારત! અભય, સત્ત્વસંશુદ્ધિ, જ્ઞાન અને યોગમાં દઢ નિષ્ઠા, દાન, ઈન્દ્રિયોનો નિગ્રહ,યજ્ઞ, વેદોનું અધ્યયન (સ્વાધ્યાય), તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, પરનિંદાનો અભાવ, પ્રાણીમાત્ર પ્રત્યે દયા, અલોલુપતા, કોમળતા, અનુચિતકાર્યમાં લોકલજ્જા, અચળપણું, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ (પવિત્રતા), અદ્રોહ, અતિમાનીપણાનો અભાવ—આ ગુણો દૈવી સંપદોમાં જન્મેલામાં હોય છે.

ગીતા ૧૬-૧-૨-૩

(૨) દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોર બોલવું, અજ્ઞાન ઈત્યાદિ દોષો આસુરી સંપત્તિમાં જન્મેલામાં હોય છે.

ગીતા ૧૭-૪

નોંધ: સોળમા અધ્યાયના બીજા શ્લોકમાં પહેલો શબ્દ 'અહિંસા' આવે છે એટલે અહિંસા, હિંસાનો ભેદ સમજવો આવશ્યક છે. હિંસા થતી હોય તો પણ સિદ્ધાંત ખાતર—હક ખાતર—ન્યાય ખાતર જરૂર પડે તો લડવાનું કાર્ય કરવામાં ધર્મપાલન રહેલું છે; આવી લડાઈને શાસ્ત્રકારોએ હિંસા માનેલ નથી.

(૩) આસુરી સંપદવાળા જગતને અસત્ય, આધાર વિનાનું, ઈશ્વરરૂપ નિયંતા વિનાનું માને છે સ્રી-પુરુષોનો સંબંધ એ જ એનું જગત છે એટલે વિષયભોગ સિવાયનો બીજો વિચાર જ તેઓ કરતા નથી.

ગીતા ૧૬-૮

(૪) કામ-વાસનાની તૃપ્તિ એ આસુરી સંપત્તિવાળા માણસોનું ધ્યેય છે. આશા-પાશથી બંધાએલા, કામ અને ક્રોધપરાયણ મનુષ્યો અન્યાયના માર્ગે ધન સંગ્રહ ઇચ્છે છે. આજે મેં આ મેળવ્યું—બીજું હવે પછી મેળવીશ, આ ધન મારું છે તેમાં બીજા ધનનો વધારો કરીશ, આ શત્રુઓને આજે હણ્યા, બીજાઓને હવે હણીશ, હું ઈશ્વર છું; સિદ્ધ અને બળવાન છું; ભોગ ભોગવનાર, ધનવાન અને કુળવાન છું. આસુરી સંપદ્‌વાળા કામ-સંકલ્પોથી ભ્રમિત થએલા હોય છે અને મોહરૂપી જાળમાં બંધાઈ ગએલા હોય છે. તેઓ શાસ્ત્રવિધિ ત્યજીને સ્વેચ્છા મુજબ વર્તે છે; આ સંપદ્‌ના માણસો અધોગતિ પામે છે (માટે આસુરી સંપદ્‌નું બારીકીથી અવલોકન કરતા રહી ત્યાગ કરવા માટે નિત્ય સાવધ રહેવું જોઈએ.)

સારાંશ ગીતા ૧૬/૧૨-૧૩-૧૪-૧૫ અને ૧૬ નો સારાંશ

ઈશોપનિષદના શાંતિપાઠ અનુસાર ઈશ એવું તત્ત્વ છે કે જે પૂર્ણમાંથી પૂર્ણ લો તો પણ પૂર્ણ જ અવશેષ રહે છે અને બાદબાકી કરો તો પણ પૂર્ણ જ રહે છે. સરવાળો, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે ગણિતની ક્રિયાઓ પૂર્ણના ગણિતમાં રોજના આધિભૌતિક વ્યવહાર કરતાં જુદી જાતના જ ઉત્તરો આપે છે.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः

## ૭ જ્ઞાની-વિજ્ઞાની અને રાજયોગીની મનોદશા અને તેના આચારનું પાલન:

નોંધ: જ્ઞાન-વિજ્ઞાન નામના સાતમા અધ્યાયમાં અને રાજવિદ્યા નામના નવમા અધ્યાયમાં મહત્ત્વના સિદ્ધાંતો સમજાવેલા છે. સાતમા અધ્યાયમાં જ્ઞાન-વિજ્ઞાનની દૃષ્ટિએ પ્રાચીન આર્યધર્મના સિદ્ધાંતોની વિચારણા થએલી છે. નવમો અધ્યાય રાજયોગની વિચારણાથી ભરપૂર છે. હઠયોગ સાથે રાજયોગનો સંબંધ ઘણો ઓછો છે. ફરી ફરી વાંચન અને મનનથી આપોઆપ અધિકારનો વિકાસ થતાં રહસ્યો સમજાશે. કાર્યની વિકટતા ઉપદેશના પાલનમાં સમાએલી છે. ગીતા અદ્‌ભુત સ્વયંસ્ફુરિત ઉપનિષદવાક્યનું દોહન છે. પહેલા અધ્યાયમાં આપણે વિષાદથી ઘેરાએલો, મૂંઝાએલો, અને કર્તવ્યપાલન છોડી બેઠેલો અર્જુન જોઈએ છીએ. શ્રી કૃષ્ણ અર્જુનને અતિ સૂક્ષ્મ તત્ત્વો યોગસ્થ થઈ સમજાવે છે. અને અઢારમા અધ્યાયના અંતે આપણે અર્જુનને વિષાદ અને મૂંઝવણ—રહિત બનેલો યુદ્ધરૂપી કર્તવ્યપાલનમાં સમત્વ બુદ્ધિ રાખી જોડાયેલો જોઈએ છીએ. ગીતા : ૧૮/૫૧, ૫૨,૫૩ માં જણાવ્યું છે તે અનુસાર અર્જુન બ્રહ્મીભૂત બનેલો છે. ગીતાના બીજા અધ્યાયોમાં સમાન વિચારો આવે છે તે નીચે લખ્યા છે. ગીતાના બીજા અધ્યાયમાં નિર્ગુણ ઉપાસના નામના વિષયમાં બધા(એટલે)૪૨ શ્લોકોના ઉપદેશનું મનન અને પાલન કરવા મથવું.

(૧) જ્ઞાની વિજ્ઞાની આ શરીરને ક્ષેત્રરૂપે સમજે છે, ક્ષેત્રને જાણનારને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે સર્વ ક્ષેત્રમા ઈશ્વર એકલો જ ક્ષેત્રજ્ઞ છે—વિવિધ મત્રોથી ઋષિ ઓએ બ્રહ્મસૂત્રોમા સુનિશ્ચિત પ્રમાણો સાથેનું ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞનુ જ્ઞાન સમજાવ્યુ છે પાચ મહાભૂતો અહકાર, બુદ્ધિ, પ્રકૃતિ—આ આઠ, દસ ઈન્દ્રિયો, એક મન, પાચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખો, દુ ખો, કૃતિ, સઘાત, ચેતના અને વિકારો સાથે આ ક્ષેત્રના લક્ષણો સક્ષેપમા કહ્યા છે—નિર્માનતા, અહિંસા, અદમ્ભ, આર્જવ, ક્ષમા, ગુરુભક્તિ, શુદ્ધિ, સ્થિરતા, આત્મનિગ્રહ, વિષયો પ્રત્યે વૈરાગ્ય, નિરહકારતા, જન્મમૃત્યુજરાવ્યાધિનું દુ ખ અને દોષનું દર્શન, નિર્મોહતા, અનાસક્તિ, પુત્ર, પત્ની અને ગૃહાદિમા ચિત્તની સમતા, એકાન્તવાસ, પ્રેમ, અધ્યાત્મમા નિષ્ઠા, તત્ત્વજ્ઞાનવિચારણા, આ લક્ષણો, જ્ઞાની વિજ્ઞાનીના છે અને તેનાથી ઊલટા લક્ષણો જ્ઞાન વિજ્ઞાનરહિત મનુષ્યોના છે ××××× પર-બ્રહ્મ સર્વત્ર હાથ, પગ, શિર, મુખ, આખ અને કાન ઈત્યાદિને આવરી રહ્યું છે ×××બ્રહ્મ અખડ હોવા છતા ભૂતોમા ખડપણે રહ્યુ છે, અને ભૂતોને જન્મ આપે છે અને પોષે છે ×××× પ્રકૃતિ અને પુરુષ બને અનાદિ છે, ×××× કાર્યકારણકર્તૃત્વ ઈત્યાદિ સૌ પ્રકૃતિના કારણે થાય છે ×××× સાક્ષીભૂત અનુજ્ઞાતા, ભર્તા,ભોક્તા, મહેશ્વર છે અને કર્મો કરે તો પણ તે ફરી જન્મતો નથી

અ ૧૩/૧-૨-૫-૬-૭-૮-૯-૧૧-૧૩-૧૫-૧૬-૧૯-૨૦-૨૧-૨૩

(૨) જ્ઞાની વિજ્ઞાની સર્વ ભૂતોમા રહેલા અવિનાશીમા વિનાશી પરમેશ્વરને જે સર્વ ભૂતોમા સમભાવે રહેલા દેખે છે તેજ ખરુ દેખે છે ××× સર્વત્ર વ્યાપેલા ઈશને જોનાર આત્મરૂપ છે, એટલે તે પોતે પોતાનું હનન કરતો નથી અને અતે પરમ ગતિ પામે છે

ગીતા ૧૩/૨૭-૨૮

(૩) પ્રકૃતિથી જ બધા કર્મો થાય છે, આત્મા કાઈ કરતો નથી, આમ જે સમજે છે તે જ ખરુ સમજે છે ભૂતોના જુદા જુદા ભાવો જ્યારે એકમા જ રહેલા જુએ છે ત્યારે જે સ્થિતિ મળે છે તેને બ્રહ્મદશાની પ્રાપ્તિ કહેવામા આવે છે

ગીતા ૧૩/૨૯-૩૦

(૪) અવ્યયી પરમાત્માને આદિ નથી કે ગુણો નથી તેથી તે અકર્તા અને અલિપ્ત છે અતિ સૂક્ષ્મતાના કારણે સર્વ વ્યાપી વ્યોમ અલિપ્ત રહે છે તેમ આત્મા પણ સર્વત્ર વ્યાપી રહ્યો છે છતાં અલિપ્ત છે

ગીતા ૧૩/૩૧-૩૨

(૫) જેનામાં રાગદ્વેષ નથી તે નિત્ય સંન્યાસી છે અને તે દ્વંદ્વ-મુક્ત થયેલો હોઈ બંધનથી છૂટે છે. ××× યોગયુક્ત વિશુદ્ધાત્મા મનઈન્દ્રિયોને જીતનાર સર્વ ભૂતોનો આત્મા કર્મથી લેપાતો નથી.

ગીતા ૫-૩-૭

(૬) જ્ઞાનનિષ્ઠ યોગી જુએ, સાંભળે, સૂંઘે, જમે, ઊંઘે, પકડે, છોડે ઈત્યાદિ કર્મો કરે છે છતાં આવો તત્ત્વજ્ઞ યોગી નિશ્ચયપૂર્વક માને છે કે 'હું કશું કરતો નથી.' આવો યોગી આસક્તિ છોડી બ્રહ્માર્પણ કરવાથી પાણીથી જેમ કમળ લેપાતું નથી તેમ લેપાતો નથી.

ગીતા ૫/૮-૯-૧૦

(૭) જ્ઞાનનિષ્ઠ યોગીમાં કર્તાપણું નથી.—સ્વભાવથી જે કર્મો પ્રવર્તે છે તે કોઈનું પાપ પુણ્ય લેતો નથી; અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયું છે. એટલે સૌ મોહમાં પડે છે.

ગીતા ૫-૧૪-૧૫

(૮) જ્ઞાન વિજ્ઞાન યુક્ત યોગીની દૃષ્ટિએ ગાય અને શ્વાન સમાન છે, ××× પ્રિયની પ્રાપ્તિથી તે રંજિત થતો નથી અને અપ્રિયની પ્રાપ્તિથી તે મૂંઝાતો નથી.

ગીતા ૫-૧૯-૨૦

(૯) આવો યોગી બ્રહ્મનિર્વાણ પામે છે; કેમકે તે આત્મનિગ્રહી છે.

ગીતા ૫-૨૪

(૧૦) રાજયોગી ઈન્દ્રિયોનાં દ્વારો બંધ કરી મનને હૃદયમાં રૂંધી પવિત્ર એકાક્ષરી શબ્દ ઉચ્ચારી દેહ છોડે છે અને પરમ ગતિ પામે છે.

ગીતા ૮-૧૨-૧૩

અમાનિત્વ, અદંભિત્વ, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યોપાસના, પવિત્રતા, સ્થિરતા, ઈન્દ્રિયાદિનો નિગ્રહ, ઈન્દ્રિયોના વિષયોમાં દૃઢ વૈરાગ્ય તથા અહંકાર-રહિતપણું અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ અને દુઃખ-દોષનો વારંવાર વિચાર, પુત્ર, દારા, ગૃહ આદિને વિષે અનાસક્તિ અને તેમાં તન્મયતાનો અભાવ અને ઈષ્ટઅનિષ્ટની પ્રાપ્તિમાં સર્વદા સમચિત્તપણું, અનન્ય યોગ વડે મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાન્ત સેવન વિષયી જનોના સંગમાં અપ્રીતિ, અધ્યાત્મ, જ્ઞાનમાં દૃઢ નિષ્ઠા અને તત્ત્વજ્ઞાનના પ્રયોજનને જોવું: આનું નામ જ્ઞાન અને એથી વિપરીત તે અજ્ઞાન.

જ્ઞાની ભક્ત દ્વેષ કરતો નથી તેમ તેમની નિવૃત્તિ ઈચ્છતો નથી, ઉદાસીન પેઠે રહી ગુણોથી ચળાયમાન થતો નથી, ગુણો (પોતાનાં કર્મોમાં) વર્તે તેમ સમજી જે સ્થિર રહે છે અને ચળતો નથી; જેને સુખદુઃખ સરખાં છે; જે સ્વસ્થ છે, જેને માટે પથ્થર અને સુવર્ણ સરખાં છે તે ગુણાતીત કહેવાય છે.

અ. ૧૩/૭-૮-૯-૧૦-૧૧
અ. ૧૪/૨૩-૨૪

## ૮ સર્વ પ્રાણીપદાર્થમાં આત્મૈક્યભાવના :

(૨) જ્યાં યોગાભ્યાસે નિરોધેલું ચિત્ત ઉપશમ પામે છે; જ્યાં આત્મા વડે આત્મામાં સંતોષ મેળવવામાં આવે છે; જ્યાં યોગી કશાથી ચલિત થતો નથી; જ્યાં યોગી આત્મૈક્યભાવનામાં તદાકાર રહે છે; જ્યાં યોગી આત્મૈક્ય વિના બીજા કોઈ વિષયોમાં લાભ સમજતો નથી, જ્યાં યોગી મોટાં દુઃખો આવી પડે તો પણ ધ્યેયમાંથી ચલિત થતો નથી—આવો યોગી મુકત છે. જે યોગી દઢતાથી ચિત્તને આત્મામાં રૂંધે છે અને સર્વ પ્રકારની કામના તજી ધીરજવાળી અતિ સાત્ત્વિક અને સૂક્ષ્મ બુદ્ધિ વડે ઇન્દ્રિયસમૂહને વશ રાખે છે અને ચિત્તને આત્મામાં સ્થિર કરી પછી કશું પણ ચિંતન કરતો નથી અને જ્યાંથી જ્યાંથી ચંચળ અને અસ્થિર ચિત્ત ચલિત થાય ત્યાંથી ત્યાંથી ચિત્તને દઢતા અને આગ્રહપૂર્વક આત્મામાં અવિચ્છન્નપણે ચોટાડેલું રાખે છે—આવા ગુણોવાળા અને પ્રશાંત ચિત્તવાળા બ્રહ્મભૂત જ્ઞાની, યોગી અને ભકતને સુખ શોધતું આવે છે—આવા યોગીઓ, જ્ઞાનીઓ કે ભકતો સર્વ ભૂતપ્રાણીઓને ભગવાનમાં અને ભગવાનને સર્વ ભૂતપ્રાણીઓમાં નિત્ય સ્થિત રહેલા જુએ છે અને સમજે છે કે ઈશ્વર કોઈ વસ્તુથી વેગળો નથી, કેમકે સર્વ વ્યાપક ઈશ્વર વિનાનું ત્રિલોકમાં કોઈ સ્થાન નથી.

અધ્યાય છઠ્ઠો : શ્લોકો ૨૦ થી ૩૦નો ટૂંકસાર

## પાંતજલ યોગસૂત્રો–સમાધિપાદ :

(૧) अथ योगानुशासनम् ।
યોગસૂત્રોનો આરંભ થાય છે.

(૨) योगः चित्तवृत्तिनिरोधः ।
ચિત્તને નાના પ્રકારની વૃત્તિઓ અથવા સ્વરૂપો ધારણ કરતું અટકાવવું તેનું નામ ચિત્તવૃત્તિનો નિરોધ.

(૩) तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ।
નિરોધ સ્થિતિમાં દ્રષ્ટા એટલે પુરુષની પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિતિ થાય છે.

(૪) वृत्तिसारूप्यमितरत्र ।
ચિત્તનો પૂર્ણ નિરોધ ન થયો હોય ત્યારે [એટલે કે તે સિવાયના સમયે) દ્રષ્ટા જુદી જુદી વૃત્તિઓમાં રોકાએલો રહે છે.

(૫) वृत्तयः पञ्चतय्यः क्लिष्टाक्लिष्टाः ।
ક્લેશયુકત અને ક્લેશરહિત એવી પાંચ પ્રકારની વૃત્તિઓ છે.

(૬) प्रमाण-विपर्यय-विकल्प-निद्रा-स्मृतयः ।

પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ (અર્થાત, સત્ય જ્ઞાન, વિપરીત જ્ઞાન સંશય, અને સ્મૃતિ) એવી વૃત્તિઓનું વિજ્ઞાન જાગ્રત થાય છે.

(૭) प्रत्यक्षानुमानागमाः प्रमाणानि ।

પ્રત્યક્ષ, અનુમાન અને આગમ (એટલે કે જેના ઉપર વિશ્વાસ રાખી શકાય એવા જ્ઞાની યોગીઓનાં વચનો) આ ત્રણ યથાર્થ જ્ઞાનનાં સાધનો છે.

(૮) विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठम् ।

વિપર્યય વૃત્તિ એટલે વસ્તુત: પાયો ન હોય એવું મિથ્યા અથવા વિપરીત જ્ઞાન.

નોંધ: વિપર્યય એ પણ એક પ્રકારની વૃત્તિ છે કે જેવી કરીને એક પદાર્થમાં અન્ય પદાર્થની ભ્રાંતિ થાય છે].

(૯) शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ।

વસ્તુનું અસ્તિત્વ પણ ન હોવા છતાં વિકલ્પરૂપે (મિથ્યા ભ્રાંતિ રૂપે) ભાસે, આવી પાયા વિનાની ભ્રાન્તિ શબ્દથી ઉત્પન્ન થાય છે.

(૧૦) अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा ।

જે વૃત્તિ અભાવનું અવલંબન કરે છે [એટલે કે તમોભાવયુક્ત છે] તેનું નામ નિદ્રા

નોંધ: નિદ્રા એ પણ એક પ્રકારની વૃત્તિ છે અને તે તમોગુણપ્રધાન છે. આપણને નિદ્રાનું સ્મરણ રહે છે એ સાબિત કરે છે કે નિદ્રાવસ્થામાં પણ મન અને ચિત્તની અંદર અમુક પ્રકારના તરંગ ઊઠેલા હોવા જ જોઈએ].

(૧૧) अनुभूतविषयासंप्रमोषः स्मृतिः ।

અનુભવેલા વિષયની સંસ્કારના ઉદ્ભવ દ્વારા યાદ થવી તેને સ્મૃતિ કહે છે.

(૧૨) अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ।

અભ્યાસ અને વૈરાગ્ય વડે વૃત્તિઓનો નિરોધ થાય છે.

(૧૩) तत्रस्थितौ यत्नोऽभ्यासः ।

ચિત્ત વૃત્તિરહિત સ્થિત રહે તે માટે યત્ન કરવો તેને અભ્યાસ કહે છે.

(૧૪) स तु दीर्घकालनैरंतर्यसत्कारासेवितो दृढभूमिः ।

દીર્ઘકાળ સુધી અંતર પડવા દીધા વિના અને ઉત્સાહપૂર્વક સેવેલો અભ્યાસ દૃઢ થાય છે.

(૧૫) दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ।
જોએલા અથવા સાંભળેલા સર્વ પ્રકારના વિષયોમાં ચિત્તના અભાવને વશીકાર વૈરાગ્ય કહે છે.

(૧૬) तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ।
આત્માનું વિવેકયુક્ત જ્ઞાન અને સત્ત્વાદિ ગુણોમાંથી પણ તૃષ્ણારહિત થવું તેનું નામ 'પર વૈરાગ્ય.'

(૧૭) वितर्कविचारानंदास्मितानुगमात् संप्रज्ञातः ।
સંપ્રજ્ઞાત સમાધિના સવિતર્ક, સવિચાર, સાનંદ અને સૂક્ષ્મ અહંકાર એવા ચાર પ્રકાર અથવા પગથિયાં છે.

(૧૮) विरामप्रत्ययाभ्यासपूर्वःसंस्कारशेषोऽन्यः ।
અસંપ્રજ્ઞાત સમાધિમાં માત્ર સાત્ત્વિક વૃત્તિના અદૃષ્ટ સંસ્કારો જ બાકી રહેવા પામે છે. ચિત્તવૃત્તિઓનું પૂર્ણ નિયમન દૃઢ વૈરાગ્યનો નિરંતર અભ્યાસ કરવાથી પ્રાપ્ત થાય છે.

(૧૯) भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम् ।
'પ્રકૃતિલય' દશાવાળા યોગીઓની અસંપ્રજ્ઞાત સમાધિ જન્મમરણનો હેતુ થઈ પડે છે.

(૨૦) श्रद्धा-वीर्य-स्मृति-समाधि-प्रज्ञा-पूर्वक इतरेषाम् ।
શ્રદ્ધા, વીર્ય, (ઉત્સાહ) સ્મૃતિ, સમાધિ એટલે કે એકાગ્રતા અને સત્યાસત્યનો વિવેક—આ સાધનો દ્વારા પણ સંપ્રજ્ઞાત સમાધિ અને તે પછી 'પર વૈરાગ્ય' દ્વારા અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત થાય છે.

(૨૧) तीव्रसंवेगानामासन्नः ।
સાધનાના અનુષ્ઠાનમાં જેઓ તીવ્ર સંવેગવાળા હોય છે તેઓને ચિત્તવૃત્તિનો નિરોધ કરવામા સફળતા ઘણી વહેલી મળે છે.

(૨૨) मृदुमध्याधिमात्रत्वात्ततोऽपि विशेषः ।
સાધનામાં તીવ્રસંવેગવાળા સાધકોને સમાધિ વહેલી પ્રાપ્ત થાય છે.

(૨૩) ईश्वरप्रणिधानाद्वा ।
જ્ઞાનયુક્ત ઈશ્વરભક્તિથી સમાધિ પ્રાપ્ત થાય છે.

(૨૪) क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ।
જેને ક્લેશો, કર્મો, કર્મોનાં પરિણામ અને વાસનાઓ સ્પર્શ કરી શકતાં નથી એવા પુરુષવિશેષને ઈશ્વર કહે છે.

(૩૪) प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ।

પ્રાણના રેચન અને સ્થંભન વડે વિક્ષેપોને નિવારી ચિત્ત સ્થિર કરી શકાય છે

(૩૫) विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबन्धिनी ।

જે જે સમાધિ દ્વારા (કેટલાક) અલૌકિક અનુભવો થાય છે તેના વડે પણ ચિત્તવૃત્તિની પૂર્ણ સ્થિરતા થાય છે

(૩૬) विशोका वा ज्योतिष्मती ।

શોકરહિત જ્યોતિર્મય પદાર્થનું ધ્યાન ધરવાથી પણ સ્થિરતા—સમાધિ—પ્રાપ્તિ થાય છે

(૨૫) तत्र निरतिशयं सर्वज्ञबीजम् ।

પુરુષવિશેષમાં (ઈશ્વરમાં) સર્વજ્ઞપણું વિકાસ પામીને નિરતિશયતાની પરાકાષ્ઠાએ પહોંચે છે.

(૨૬) स पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् ।

તે ઈશ્વર પૂર્વ થઈ ગયેલા પુરુષોનો પણ ગુરુ છે, કારણ કે તેની અવસ્થા કાલાતીત છે, એટલે કે કાળથી મર્યાદિત નથી.

(૨૭) तस्य वाचकः प्रणवः ।

ૐકાર—તેનો ઈશ્વરનો—વાચક છે.

(૨૮) तज्जपस्तदर्थभावनम् ।

ઈશ્વરના નામના જપને અને પ્રબળ પ્રયત્ન સાથે ચિત્તમાં ઈશ્વરના ચિંતનને ઈશ્વરપ્રણિધાન કહે છે :

(૨૯) ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ।

ઈશ્વરપ્રણિધાનથી સાધકને આંતરદૃષ્ટિ પ્રાપ્ત થાય છે, અને દૃઢ આત્મદૃષ્ટિ અંતરાયો ટાળે છે.

(૩૦) व्याधिस्त्यानसंशयप्रमादालस्याविरतीभ्रांति दर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ।

માનસિક વ્યાધિ, (માનસિક) જડતા, સંશય, પ્રમાદ બાહ્ય વિષયો પ્રત્યે ખેંચાણ, ભ્રમથી ઊંધુ સમજવું, વૈરાગ્યની પ્રગતિમાં ન્યૂનતા, મિથ્યા અનુભવ, એકાગ્રતામાં કચાશ, એટલે કે એકાગ્રતા પ્રાપ્ત થવા છતાં તેનો ટકાવ ન થવો—ચિત્તના નિરોધમાં વિક્ષેપ ઉત્પન્ન કરનારા આ નવ અંતરાયો છે.

(૩૧) दुःखदौर्मनस्याङ्गमेजयत्वश्वासप्रश्वासाविक्षेपसहभुवः ।

દુઃખ, વિશાદ, અંગમાં કંપ અને અનિયમિત શ્વસન—આ ચાર વિક્ષેપો (ચિત્તવૃત્તિનાં નિરોધમાં અંતરાય) ઉત્પન્ન કરે છે.

(૩૨) तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः ।

આ પ્રતિબંધો એટલે કે વિક્ષેપોનું નિવારણ કરવા માટે એક તત્ત્વના અભ્યાસની આવશ્યકતા છે.

(૩૩) मैत्रीकरुणामुदितोपेक्षाणाम् सुखदुःखपुण्यापुण्यविषयाणाम् भावनातश्चित्त-प्रसादनम् ।

સાધુ પ્રતિ મૈત્રી, દુઃખી પ્રતિ દયા, પૂજ્ય પ્રતિ માન. ભૂલો કરનાર પ્રતિ ઉપેક્ષા—અચાર—વૃત્તિઓની ભાવનાના અભ્યાસ વડે ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે.

(३४) प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ।

પ્રાણના રેચન અને સ્થંભન વડે વિક્ષેપોને નિવારી ચિત્ત સ્થિર કરી શકાય છે.

(३५) विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबन्धिनी ।

જે જે સમાધિ દ્વારા (કેટલાક) અલૌકિક અનુભવો થાય છે તેના વડે પણ ચિત્તવૃત્તિની પૂર્ણ સ્થિરતા થાય છે.

(३६) विशोका वा ज्योतिष्मति ।

શોકરહિત જ્યોતિર્મય પદાર્થનું ધ્યાન ધરવાથી પણ સ્થિરતા—સમાધિ—પ્રાપ્તિ થાય છે

(३७) वीतरागविषयं वा चित्तम् ।

જેણે ઇન્દ્રિયોના વિષયોની આસક્તિનો પૂર્ણ રીતે ત્યાગ કર્યો છે એવા વિતરાગ પુરુષનું ધ્યાન કરવાથી પણ ચિત્ત સ્થિર થાય છે.

(३८) स्वप्ननिद्राज्ञानावलंबनम् वा ।

સ્વપ્ન કે નિદ્રાની અવસ્થામાં (કોઈ કોઈ વાર) થતા અપૂર્વ જ્ઞાનના અનુભવનું અવલંબન લઈને સતત અભ્યાસ કરાય તો તેથી પણ ચિત્તની સ્થિરતા પ્રાપ્ત થાય છે

(३९) यथाभिमतध्यानाद्वा ।

આપણને પસંદ હોય તેવી વસ્તુનું ધ્યાન કરવાથી પણ મનની સ્થિરતા મળે છે.

(४०) परमाणुपरममहत्त्वान्तोऽस्य वशीकारः ।

આવા પ્રકારના (સતત અભ્યાસથી અંતરાયરહિત બનેલા) ચિત્તનો પરમાણુથી માંડીને પરમ બૃહત્ પદાર્થ (મહાન વસ્તુ) સુધી વશીકાર (કાબૂ)આવી જાય છે.

(४१) क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषु तत्स्थतदञ्जनता समापत्तिः ।

શુદ્ધ સ્ફટિક સામે મૂકવામાં આવે તે પદાર્થોના રંગની સાથે સ્ફટિક પણ તેવો જ રંગ ધારણ કરતો દેખાય છે; તદનુસાર જેની ચિત્તવૃત્તિઓ સાધના દ્વારા ક્ષીણ થઈ ગઈ છે એવો યોગી ગ્રહણ કરનાર, ગ્રહણક્રિયા અને ગ્રાહ્ય પદાર્થોની એકરૂપતા પ્રાપ્ત કરી શકે છે.

(४२) तत्र शब्दार्थज्ञानविकल्पैः संकीर्णा सवितर्कासमापत्तिः ।।

શબ્દ, અર્થ અને જ્ઞાન એ ત્રણેય બાબતો જ્યારે એકતાન થઈ જાય છે ત્યારે સવિતર્ક સમાધિ કહેવાય છે

(४३) स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा निर्वितर्का ।

જ્યારે સ્મૃતિમાંથી શબ્દ અને અર્થનું સ્મરણ દૂર થાય છે અને ઊઠતા તર્ક-વિતર્કો શમી જાય છે ત્યારે ચિત્ત કેવળ ધ્યેય સ્વરૂપમાં જ તદાકાર બની રહે છે; આવી સ્થિતિને નિર્વિતર્ક સમાધિ કહેવામાં આવે છે

(૪૪) एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ।
સવિચારા અને નિર્વિચારા સમાધિનો વિષય અતિસૂક્ષ્મ અને ગહન છે.

(૪૫) सूक्ष्मविषयत्वं चालिङ्गपर्यवसानम् ।
સૂક્ષ્મ વિષયોનું પ્રકૃતિ તત્ત્વમાં પર્યવસાન થાય છે.

(૪૬) ता एव सबीजः समाधिः ।
સબીજ સમાધિ ચાર પ્રકારની છે.

નોંધ: સબીજ સમાધિઓમાંથી પૂર્વ કર્મોનાં બીજનો નાશ થતો નથી (ત્યારે શું કરવું જોઈએ તેનો ઉત્તર ૪૭મા સૂત્રમાં કહ્યો છે).

(૪૭) निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः ।
નિર્વિચાર સમાધિથી અધ્યાત્મપ્રસાદ પ્રગટે છે.

(૪૮) तत्र ऋतंभरा प्रज्ञा ।
'ઋતંભરા પ્રજ્ઞા'ને સત્યથી ભરપુર જ્ઞાન કહે છે.

(૪૯) श्रुतानुमानप्रज्ञाभ्यामन्यविषया विशेषार्थत्वात् ।
શ્રુત અને અનુમાન દ્વારા 'ઋતંભરા પ્રજ્ઞા'નું જ્ઞાન થાય છે; આ જ્ઞાન બે પ્રકારની પ્રજ્ઞાઓ (અસંપ્રજ્ઞાત અને સંપ્રજ્ઞાત) કરતાં જુદા પ્રકારનું છે; કેમકે વિતર્ક સીમા ઓળંગીને યોગી ત્યાં અગમ્ય સત્યોનો સાક્ષાત્કાર કરે છે.

(૫૦) तज्जः संस्कारोऽन्यसंस्कारप्रतिबंधी ।
ઋતમ્ભરા પ્રજ્ઞાથી ઉત્પન્ન થતા સંસ્કારો અન્ય સંસ્કારોનો પ્રતિબંધ કરે છે એટલે કે બીજા સંસ્કારોનો પ્રવેશ થતો નથી.

(૫૧) तस्यापि निरोधे सर्वनिरोधान्निर्बीजः समाधिः ।
ઉપરનાં સૂત્રોમાં કહેલા બીજા બધા સંસ્કારોને દબાવી દેનારા સંસ્કારોનો પણ નિરોધ કરવાથી સંસ્કાર માત્રનો નિરોધ થઈ જાય છે અને તેમ થતાં નિર્બીજ સમાધિ પ્રાપ્ત થાય છે.

પતંજલિ મુનિના પ્રથમ અધ્યાયનો સમાધિપાદ અહીં પૂર્ણ થાય છે.

॥ ૐ ॥

